# માર્ક્સ માઓ ગાંધી

# પછી શું ?

-વિમલા ઠકાર

બાલગોવિંદ પ્રકાશન



# માર્ક્સ - માઓ - ગાંધી

[ પછી શું ? ]

વિમલા ઠકાર

અનુવાદક :
કિશનસિંહ ચાવડા

બાલગોવિંદ પ્રકાશન ગાંધીમાર્ગ, અમદાવાદ–૧

# અનુવાદકનું નિવેદન

આ ત્રણ પ્રવચનો આસામની રાજધાની ગૌહત્તીમાં સને ૧૯૭૩ માર્ચ તા. ૮ થી ૧૨ ના દિવસોમાં અપાયાં હતાં. આસામના બધા જ રાજકીય પક્ષોના પ્રતિનિધિઓ, યુનિવર્સિટીના આચાર્યો અને પ્રાધ્યાપકો તથા અગ્રણી બુદ્ધિશીલો ઉપસ્થિત હતા. ઉપરાંત બહેનોની પણ સારી સંખ્યા હાજર રહી હતી. વાચકો જોઈ શકશે કે લોકક્રાંતિના આ ત્રણેય આચાર્યોની મૂલગત વિશેષતાઓ અને પાયાની વિચારણાઓ, સમગ્રતા અને સંવાદિતાથી વણી લેવાયાને કારણે આ પ્રવચનોનું પોત પોતાની આગવી રીતે વણાયું છે. એમાં નિષેધાત્મક વલણનો છાંટોયે ન હોવાને લીધે ત્રણેયના જીવનદર્શનની વિધાયકતા વિશદ સ્વરૂપે વ્યક્ત થઈ શકી છે. ગુજરાતી વાચકોને એમાંથી પ્રેરક ભાથું મળશે.

હિંદી પ્રવચનોની નોંધ કાશી હિંદુ વિશ્વવિદ્યાલયના સંગીતશાસ્ત્ર વિભાગનાં વડાં ડૉ૦ પ્રેમલતા શર્માએ બહુ જ સાવધાનીથી લીધી હતી. એમની નોંધ ન હોત તો આ ગુજરાતી સ્વરૂપ પ્રસિદ્ધ થઈ શક્યું ન હોત.

૨૧–૪–૭૪

કિશનસિંહ ચાવડા



પ્રકાશક : ભાઈદાસ ત્રિ. પરીખ, બાલગોવિંદ પ્રકાશન, ગાંધીમાર્ગ, અમદાવાદ–૧.

મુદ્રક : અમૃત મોદી, યજ્ઞ મુદ્રિકા, હુઝરાતપાગા, વડોદરા–૧

પ્રથમ આવૃત્તિ : જુલાઈ ૧૯૭૪ કિંમત : રૂ. ૧-૭૫

## પ્રવચન પહેલું



આપ લોકોની સામે એક ગંભીર વિષય પર સહચિંતન અને સહવિવેચન કરવાનો અવસર અહીંની કેટલીક બહેનોને લીધે મળ્યો છે, એની નિતાંત પ્રસન્નતા છે. બેત્રણ દિવસ સુધી જે પ્રવચનો અહીં થશે, તેની પાછળ કોઈ પણ પ્રકારનો પ્રચાર અથવા મત-પરિવર્તનનો હેતુ મારા ચિત્તમાં નથી. કોઈ વિશેષ વિચાર-પ્રણાલિકા અથવા વિચારધારા આપની સમક્ષ મૂકું અને આપની વિચાર-પ્રણાલિકા અથવા વિચારધારા બદલી નાંખું, એવો ઈરાદો કે આકાંક્ષા મારા ચિત્તમાં નથી. કોઈ આંદોલન અથવા સંગઠન તરફથી આ પ્રવચનમાળા થતી નથી.

૧૯૫૭-૫૮ સુધી સર્વ સેવા સંઘ અથવા સર્વોદય આંદોલન તરફથી અહીંયાં આવતી હતી. પરંતુ ગયે વર્ષે અને આ વર્ષે હું જે આવી છું તે કેવળ અમલપ્રભા દાસ જેવાં આપ્તજનોના સ્નેહ-સંબંધને કારણે આવી છું.

આ પ્રવચનમાળાને માટે આ વિષય કેમ પસંદ કર્યો અથવા આ વિષય મારા મિત્રોના મનમાં શા માટે આવ્યો, એનું કારણ એ છે કે પાછલાં બેત્રણ વર્ષોમાં આ વિષય ઉપર નેપાળ, શ્રીલંકા, અને બર્કલે વિશ્વવિદ્યાલય( કેલિફોર્નિયા વિશ્વવિદ્યાલય )માં બોલી છું. ગંભીર વિચારને કાજે તત્પર ઉત્સુક લોકોના બોલાવ્યાથી આ વિષય પર બોલવાનું થયું છે. ઉત્તેજના અથવા ખંડનાત્મક આલોચનાનો આ વિષય નથી. આ પ્રવચન સંવાદને માટે છે, પ્રચારને માટે નથી.

આત્મચિંતન અને સહશિક્ષણને માટે આપણે આ સંવાદ કરીશું. માર્ક્સ, માઓ અને ગાંધી એ ત્રણે મહાપુરુષોના જીવનદર્શનની પ્રકૃતિની અને કાર્યપદ્ધતિની એક ઊંડી છાપ સંસાર ઉપર પડી છે. ઈ. સ. ૧૮૫૦ થી ૧૯૭૦ સુધીના આખા જગતનો ઈતિહાસ જોવા જઈએ તો પશ્ચિમ અને પૂર્વના દેશો—એશિયા, આફ્રિકા, યુરોપ, અમેરિકા વગેરેમાં આ ત્રણેયનો ઊંડો પ્રભાવ દેખાય છે. હા, ઑસ્ટ્રેલિયામાં એટલો પ્રભાવ જોવામાં આવતો નથી.

૧૯૭૨ માં છ સપ્તાહ ત્યાં રહી છું. મધ્યપૂર્વ, એશિયા, આફ્રિકામાં આ ત્રણેય મહાપુરુષોના જીવનદર્શનની ઊંડી છાપ છે. ક્યાંક ક્યાંક કોઈકને માટે ભય અથવા ચિંતા પણ છે. પરંતુ એમને ટાળીને આજના વિશ્વમાં કોઈ અર્થનીતિ અને રાજનૈતિક વ્યવસ્થા જીવી શકશે, અથવા ઔદ્યોગિક ક્રાંતિ આવી શકશે એવું દેખાતું નથી. સદ્ભાગ્યે હવે તો સંયુક્ત રાષ્ટ્ર સંઘમાં આપણો પાડોશી ચીન દેશ પણ સભાસદ બન્યો છે, ત્યારથી મને વિશેષ પ્રસન્નતા છે. આ ત્રણ વ્યક્તિઓના જીવનદર્શનનું ગંભીરતાપૂર્વક અધ્યયન થશે.

આ લોકશિક્ષણનું કામ રાજનૈતિક પક્ષો અને સામાજિક સંસ્થાઓનું છે. આપણું દુર્ભાગ્ય છે કે રાજનૈતિક અથવા સામાજિક સંસ્થાઓમાં એટલી નિરપેક્ષતા નથી કે તેઓ લોકશિક્ષણ કરે. જો કોઈ માની લે કે ગાંધી અમારા છે, ગાંધી ઉપર અમારો એકાધિકાર છે તો ગાંધીજીના જીવનદર્શનનું અધ્યયન એમની દ્વારા નહિ થઈ શકે; કારણ કે તેઓ પોતાને ગમે તેવા અનુકૂળ અર્થો લગાવશે. એવું માર્ક્સ અને માઓને માટે થઈ શકે છે.

અનાગ્રહી બુદ્ધિ અને અનાસક્ત ચિત્ત વડે સ્વાધ્યાય થવો જોઈએ. નહિ તો ઘોર અનર્થ, ગેરસમજણ અને ભ્રમ થતાં રહેશે. ઓછામાં ઓછું ભારત, એશિયા અને આફ્રિકા જેવા વિકાસશીલ દેશોમાં સ્વતંત્ર ચિંતન, અધ્યયન થવું જોઈએ. ભાષ્યકારો, ટીકાકારો

અને અર્થ લગાવવાવાળાને દૂર રાખીને અધ્યયન થવું જોઈએ. નિંદાપરક અથવા સ્તુતિપરક વલણોવાળા ભાષ્યકારો અને વિવેચકોને છોડીને સ્વતંત્ર સ્વાધ્યાય અને સાહસ કરવું પડશે. નિર્ભયતા અને વિનમ્રતા વડે જ સાચું અધ્યયન થઈ શકે છે.

અહીં જે કંઇ કહેવાશે તેને કૃપા કરીને અધ્યયનની દૃષ્ટિએ જોજો. પૂર્વગ્રહીત ચિત્તવૃત્તિથી જોશો નહિ.

૧૮૪૮ થી ૧૯૭૦ સુધી આ ત્રણ વ્યક્તિઓના પ્રભાવનું ગંભીર પરિણામ માનવીય વિચારધારામાં જોવાય છે. રાજનૈતિક, આર્થિક, સાંસ્કૃતિક અને દાર્શનિક વિચારધારા સુધી એમનો પ્રભાવ સ્પષ્ટ છે.

૧૮૪૨ માં મહર્ષિ માર્ક્સનો ગ્રંથ ( Das Capital ) પેરિસમાં પ્રકાશિત થયો. તરત જ એનો અંગ્રેજી અનુવાદ પ્રસિદ્ધ થયો, અને લોક માનસને હચમચાવનારી વાતો ઉપર આવી. ઈતિહાસને જોવાની એક નવી દૃષ્ટિ તેમાં હતી. સમાજવ્યવસ્થામાં, અર્થવ્યવસ્થામાં અને રાજવ્યવસ્થામાં જ્યાં કંઈ અન્યાય છે, શોષણ છે, ત્યાં ધર્મને નામે એને ટાળવાં નહિ.

ભગવાનને નામે જનતામાં એક ભ્રમ પેદા કરીને એ અસંતોષની તીવ્રતા, અન્યાયની બીભત્સતા, અને હિંસાની શૂદ્રતાને ઢાંકવાં નહિ. શોષણ, અન્યાય અને ગરીબી માનવકૃત છે. એનો ધર્મ અથવા પરમાત્મા સાથે કોઈ સંબંધ નથી. ધર્મ અથવા ઈશ્વરના નામથી જાણે અફીણ પિવરાવી પિવરાવીને સંવેદનશીલતાને સુવડાવી દેવાનો આજ સુધી પ્રયત્ન થઈ રહ્યો છે. આ એક ઘણી મોટી વાત હતી, જે આજે એશિયા-આફ્રિકાના ગામડે ગામડે પહોંચી ચૂકી છે.

દમન અને શોષણ માનવકૃત છે. એની જડ માનવના મનમાં છે. આ ઈશ્વરીય વિધાન નથી. એ તો મનુષ્યકૃત છે. એમાં કોઈ દિવ્ય

અથવા દૈવી વાત નથી. માર્ક્સે આ વાત પહેલી વાર કહી. આની પહેલાં યુરોપમાં ઔદ્યોગિક ક્રાંતિ થઈ ચૂકી હતી. વિજ્ઞાને જીવનને કાર્યકારણ સંબંધમાં જોવાની દૃષ્ટિ આપી. એમ તો એનાથી પહેલાં યુરોપમાં મધ્યયુગમાં સાંસ્કૃતિક યુગ જાગરણ થઈ ચૂકયું હતું. ઔદ્યોગિક ક્રાંતિએ વિજ્ઞાનનાં સાધનો અને ઉપકરણો માણસને માટે સુલભ બનાવી દીધાં હતાં. સંસ્થાગત અને સંગઠનગત ધર્મોએ માનવસંબંધો ઉપર રહસ્યાત્મકતાનો જે પડદો નાંખ્યો હતો તેને હઠાવવાનો પ્રયત્ન માર્ક્સે કર્યો. વિજ્ઞાન કદાચિત્ ગરીબને વધારે ગરીબ બનાવી દેત, પરંતુ એક વેધક દૃષ્ટિ આ મહર્ષિએ રાખી, કે પ્રારબ્ધ જેવું કંઈ નથી. અજ્ઞાત કારણરાશિમાં જો એકએક કારણ શોધવામાં આવે તો બધું શાંત થઈ જાય છે, અને એના ઉપરથી રહસ્યાત્મકતાનો પડદો ઊઠી જાય છે. ધર્મને નામે અન્યાય, શોષણ અને ગરીબી ચાલી શકતા નથી. એ બધાં જ મનુષ્યકૃત છે. એટલા માટે એને મનુષ્ય દૂર કરી શકે છે. દલિતો અને પીડિતોને માટે આ એક આશાનો સંદેશો આવ્યો.

આ સંદેશની જરૂર હતી, કારણ કે યુરોપના દેશો પોતાનું સામ્રાજ્ય ફેલાવવામાં વ્યસ્ત હતા. સામ્રાજ્યના અંતરગત દેશોમાંથી કાચો માલ પોતાના દેશમાં લાવીને એનો પાકો માલ વેચવામાં એ લોકો લાગ્યા હતા. એમાં પુરોહિતવર્ગની ઘણી મોટી મદદ થઈ શકતી હતી. આ પ્રકારે ધાર્મિક વર્ગ તો વધવાવાળો હતો. એટલા માટે માનવીય ઈતિહાસ ભણી નવી દૃષ્ટિની જરૂર હતી.

માનવ સંબંધમાં કેટલું અને કેવું ક્રાંતિકારી દર્શન માર્ક્સે આપ્યું હતું એનો અંદાજ ૧૯૭૩ માં નહિ આવી શકે. પુનર્જન્મ, સુકૃત, અને દુષ્કૃતને આધારે ગરીબી અને અમીરીની વ્યાખ્યાનું સમર્થન ધાર્મિક લોકો કરતાં હતાં તેને બદલે માર્ક્સે કહ્યું કે અમીર અને ગરીબ કોઈ ઈશ્વરના બનાવેલા નથી. એટલા માટે આખી માનવજાતને કાજે એમણે નવું દર્શન પ્રવૃત્ત કર્યું. એ દર્શનમાં માનવસમાજને

હચમચાવી દેનારી અને જનમાનસને ક્ષુબ્ધ કરનારી બીજી વસ્તુ એ હતી કે જેટલા દલિત પીડિત અને હારેલા કચડાયેલા માણસો છે તે સૌએ એક થઈને, ધર્મ અને જાતિના ભેદ ભૂલીને સંગઠિત થઈ જવું જોઈએ. દલિત, પીડિત અને શોષિતનો કોઈ દેશ નથી, જાતિ નથી અને વંશ નથી. માર્ક્સની કલ્પનામાં શ્રમિકો અને પીડિતોનો એક વિરાટ અવ્યક્ત ભ્રાતૃસંઘ હતો. ૧૮૭૬ માં મેડમ બ્લેવેટ્સ્કીએ ન્યુયોર્કમાં થિઓસોફિકલ સોસાયટીની સ્થાપના કરી. વિશ્વબંધુત્વની વાત એમણે વધારે જોરશોરથી કરી. બૌદ્ધિક અને માનસિક સ્તર પર એમણે વિશ્વબંધુત્વનું દર્શન કર્યું. ધાર્મિક અને આધ્યાત્મિક દૃષ્ટિબિંદુથી વિશ્વબંધુત્વની વાત એમણે મૂકી. સર્વ ધર્મોના અને સર્વ દેશોના લોકોએ એક થવાનું છે. એમની એકતાથી રાજ્ય સરહદો મટી જશે. રાષ્ટ્રોની દીવાલોને મનુષ્યનાં મન બુદ્ધિ અને ચિત્તમાં જીવિત રાખે છે. આપણું ચિત્ત અવ્યક્તને ધારણ કરી શકે છે. એટલે એ અવ્યક્ત બંધનો અને દીવાલો ત્યાં જીવિત રહી શકે છે. વ્યક્તમાં ક્યાંય સીમાઓ અને દીવાલો નથી. એ તો મનુષ્યકૃત છે.

રાજનૈતિક વિચારધારાઓ, સાંસ્કૃતિક અથવા ધાર્મિક વિચાર પદ્ધતિઓની દીવાલોનું ભૂગોળ કે ખગોળમાં ક્યાંય અસ્તિત્વ નથી. ચિત્તમાં પડેલી સરહદો પ્રત્યક્ષ ગોચર બની જાય છે. એમનું અસ્તિત્વ તો માત્ર મનમાં છે. અને છતાં એ આપણે માટે વાસ્તવિક બની ગયું છે. કારણ કે આપણી ચેતનામાં એમને સુયોજિત સ્વરૂપે ભરવામાં આવી છે.

રાષ્ટ્રગત અને રાજ્યગત સીમાઓથી પર થવાની વાત આંતરિક સ્તર ઉપર ૧૮૭૬ માં ઊઠી, એટલા માટે બૌદ્ધિક સ્તર ઉપર રાષ્ટ્રસંઘ વગેરે વાતો આજે સરળ લાગે છે. એટલા માટે આજે કોઈ પણ પ્રશ્ન ઉપર સંસારના સંયુક્ત દૃષ્ટિકોણ વડે વિચારવાનું સરળ બન્યું છે. પરંતુ ૧૯ મી સદી અને ૨૦ મી સદીના પૂર્વાર્ધમાં આ એટલું આસાન નહોતું. આને મેડમ બ્લેવેટ્સ્કીનું સાંસ્કૃતિક યોગદાન કહી

શકાય. મનુષ્યને રાજનૈતિક, આર્થિક અને ધાર્મિક સીમાઓમાં બાંધી દેવો, વહેંચી નાંખવો કેટલું અવૈજ્ઞાનિક છે એ વાત ભણી એમણે વિચારશીલ વ્યકિતઓનું ધ્યાન આકર્ષિત કર્યું.

સમય જતાં મહાત્મા ગાંધીએ દક્ષિણ આફ્રિકામાં માનવને જાગૃત કરીને કહ્યું કે અન્યાયનો પ્રતિકાર કરવો પડશે, સત્યનિષ્ઠ બનવું પડશે. એમણે અન્યાય અને અસત્યની વિરુદ્ધ અવાજ ઉઠાવ્યો. અન્યાયના પ્રતિકારને માટે માનસિક અને બૌદ્ધિક જાગરણ થઈ ચૂકયું હતું. આ જાગરણ જો કાચું અને વિકૃત રહે છે તો આગળ ઉપર આવનારી ક્રાંતિ પણ સદોષ બની જાય છે. પછી તો ચેતનાની અંદરની વિકૃતિઓ બહાર પ્રતિબિંબત થાય છે.

ફરીથી માર્ક્સની વાત કરીએ. કદાચ યુરોપમાં જીવનનો સંદર્ભ એવો હતો કે માર્ક્સને એવું લાગ્યું કે ખેડૂતો સંગઠિત થઈ નહિ શકે. એમની સામે શોષણ અને અન્યાયનું બીભત્સ રૂપ સઘન થઈને આવી શકતું નથી. એટલે ખેડૂતને ગામડામાંથી ઉઠાવીને શહેરોમાં લાવવામાં આવે. શહેરોમાં એ લોકો મજૂરો બનીને કારખાનામાં કામ કરે. શહેરના જીવનમાં આર્થિક વ્યવસ્થામાં અને રાજ્ય વ્યવસ્થામાં જે અંતરવિરોધ છે, તે એટલો બધો સ્પષ્ટ છે કે મજૂરોનું સંગઠન બનાવવું આસાન થઈ પડશે. ક્રાંતિ મજૂરો દ્વારા થશે, અને શહેરમાં મજૂરોના સંગઠન બનશે એવી માર્ક્સની ધારણા હતી.

ખેડૂત દ્વારા ક્રાંતિ થઈ શકે છે એ વાત માઓત્સે તુંગે આપણને બતાવી. ખેડૂત ધરતીમાં આસક્ત છે, એ પુરાણ મતવાદી છે. એટલા માટે ક્રાંતિ નથી કરી શકતા, એ વાતને માઓએ ખોટી સિદ્ધ કરી. દક્ષિણથી ઉત્તર સુધી ૧૯૧૨ થી ૧૯૪૧ સુધી ચીનમાં જે અભિયાન ચાલ્યું, એના ઈતિહાસમાં ઊતરવું જરૂરી નથી. માર્ક્સની ધારણા પ્રમાણે ખેડૂતને પહેલાં શહેરમાં લાવવામાં આવે, એનામાં વર્ગભાવના પેદા કરાય અને વર્ગસંઘર્ષની વાત ઉઠાવી શકાય. કિસાન દ્વારા પણ

ક્રાંતિ સંભવિત છે એ માઓએ ચીનમાં સિદ્ધ કરીને દેખાડી.

યુરોપમાં જે સમાજવ્યવસ્થા હતી તેમાં એવું જ લાગ્યું હશે કે પહેલાં વર્ગભાવના જગાવવી જોઈએ. ધર્મને નામે દબાઈ જવાની અને કચડાવાની મનોવૃત્તિ બની ગઈ હતી. એને હઠાવવાને માટે એ જરૂરી લાગ્યું હશે કે પહેલાં ખેડૂતને શહેરમાં લાવીને એનામાં વર્ગ-ભાવના જગાડીને પછી વર્ગસંઘર્ષને માટે તૈયાર કરવામાં આવે.

આજે માર્ક્સના વિચારોના અનેક અર્થ કરનારા થયા છે. એમાંથી ટ્રોટ્સ્કી, લેનિન, સ્ટાલિન અને ક્રુશ્ચેવ વગેરેએ જુદા જુદા અર્થો કર્યા. યુગોસ્લાવિયામાં ટીટો અને જિલાસ, ચેકોસ્લોવાકિયામાં ડુબચેક અને હંગેરીમાં જુદા અને ચીનમાં પણ જુદા થયા. સૌએ પોતપોતાની દૃષ્ટિ પ્રમાણે અર્થો કર્યા.

માર્ક્સના દર્શનનો યુરોપના જીવન-સંદર્ભની સાથે સંબંધ રહ્યો છે. એટલા માટે એ સંદર્ભની છાયા એમના દર્શન પર પડી છે. જે માટે મૂડીવાદના વિરોધમાં સામ્યવાદ શરૂ થયો, તેની વ્યવસ્થા અને જીવનદર્શનની પ્રતિછાયા સામ્યવાદમાં દેખાય છે.

સામ્યવાદના દર્શનના વિસ્તારમાં જવું અહીં સંભવિત નથી, એ દર્શન અથવા તત્ત્વજ્ઞાનની અપેક્ષા અહીં નહીં રખાય. સામ્યવાદી પક્ષ ખરાબ છે, એના કાર્યકર્તાઓ ખરાબ છે, એમ કહીને કોઈ માર્ક્સના વિચારોને ફેંકી દેશે, એમ બની નહિ શકે. માર્ક્સની સાથે જો આપણે એમ કરવા જઈશું તો તો ગાંધી-માઓની સાથે પણ આપણે એમ કરવું પડશે. માર્ક્સનું જીવનદર્શન વર્ગભાવનાની સાથે ગૂંથાયેલું છે.

વર્ગભાવનાની સાથે ક્રોધ, હિંસા અને અસૂયા જોડાઈ ગયાં છે. નવો સમાજ બનાવવાના પ્રેરક તત્ત્વો ક્યાંથી લાવીશું? દલિત અને શ્રમિતનું શિક્ષણ અને એના સંસ્કારો કેવી રીતે જશે? કેવળ જીવનદર્શનથી સમાજમાં પરિવર્તન આવતું નથી. પ્રેરક તત્ત્વો

આપવાં પડે છે. આ ઘણો મોટો સવાલ છે. અન્યાય કરનાર ભણી ઈર્ષા, અસૂયા, ક્રોધ તો હિંસાને વધારનારાં તત્ત્વો છે. 'હિંસા કરો' એમ કહેવું નથી પડતું. જેમ ઈશ્વરના નામથી ગરીબ પોતે દબાઈ જાય છે, એને દબાવવા માટે જુદો આદેશ આપવો પડતો નથી; એવી જ રીતે શ્રમિકોમાં વર્ગભાવના જગાવવામાં આવે તો પછી શોષકોને પણ એ લોકો વર્ગના રૂપમાં જ જોશે. સ્વાર્થોનું સંઘર્ષ જ્યાં વિચારના અધિષ્ઠાનના રૂપમાં આવી જાય છે, ત્યાં શોષકોને—અન્યાય કરનારાઓના વર્ગને જ મિટાવી દો, એવી ભાવના ઊઠશે. ઈર્ષા, અસૂયા, મહત્ત્વાકાંક્ષા અને ક્રોધને જગાવવા એ તો હિંસાની તરફ દોરવા જેવું છે. એનાથી બીજું કોઈ પરિણામ નહિ આવી શકે.

૧૯૪૨ માં આ દેશમાં "ભારત છોડો"નું આંદોલન ચાલ્યું. બાપુએ કહ્યું હતું કે "કરો અથવા મરો". બાપુ પકડાઈ ગયા. પરંતુ બાપુના ચિત્તમાં અસીમ ધૈર્ય અને શાંતિ હતી, પરદેશી રાજ્યકર્તાઓ માટે દ્વેષ નહિ, પરદેશી સત્તાને તેઓ શૈતાની સત્તા અવશ્ય કહેતા હતા, પરંતુ વ્યકિત પ્રતિ એમને દ્વેષ અથવા ઘૃણા જરાય ન હતાં. એમણે "ભારત છોડો"નું સૂત્ર આપ્યું, "કરો અથવા મરો" એમ કહ્યું, આપણે સમજી લીધું કે "કરો અથવા મારો". અને પછી તો ચારે બાજુ હિંસા, લૂટફાટ અને તોડફોડની પ્રવૃત્તિ ચાલી. આપણાં અધૈર્યનો પાર ન રહ્યો. બાપુ તો ધૈર્યમાં અચલ હતા. સાગરની ગંભીરતા અને હિમાલયની સ્થિરતાને લઈને, બુદ્ધિના સૂર્યની પ્રખરતા અને હૃદયમાં ચંદ્રની શીતળતા લઈને બાપુ કામ કરતા હતા. પરંતુ આપણે શું કર્યું? "કરો અથવા મરો"નો અર્થ આપણે આપણી મનોવૃત્તિ પ્રમાણે લગાવ્યો.

ઈર્ષા, દ્વેષ, કડવાશ અને ક્રોધને લઈને ૧૯૪૨ માં જે આંદોલન આપણે ચલાવ્યું તેનાં પરિણામો આજ સુધી ભોગવી રહ્યા છીએ. આજે વિદ્યાર્થી શું, કે કર્મચારી શું, બધાં જ તોડફોડ અને હિંસા

તરફ ઊતરી આવ્યાં છે. હિંસા અને કડવાશ વિના આજે કોઈ પણ આંદોલન ચાલતું નથી. ૧૯૪૨ ના આંદોલનમાં આપણે હિંસાને પ્રામાણ્ય આપ્યું. આજે વિદ્યાર્થીઓમાં હિંસા અને શિસ્તહીનતાની જે બોલબાલા છે, એનાં બીજ તો આપણે વાવ્યાં છે. પાછલાં ૨૫ વર્ષોમાં સત્તા હાથ કરવા માટે ક્યાં ક્યાં સાધનો આપણે અપનાવ્યાં છે, પ્રધાન મંડળો કેવાં ચલાવ્યાં છે અને કેવાં પાડયાં છે એને આપણા સંતાનો જોતાં આવ્યાં છે. એટલા માટે કોઈ પણ કામકાજ હિંસા વિના થતું નથી. ઈર્ષા, અસૂયા, ક્રોધ અને દ્વેષને જગાવીને ક્રાંતિને નામે જે કામ થયું તેનો અવશેષ એવો છે કે આ બધાં પ્રેરક તત્ત્વોને આદર-સત્કાર મળ્યો છે. જ્યાં સુધી ઈર્ષા, અસૂયા, ક્રોધ અને હિંસાનું સમાજમાં પ્રામાણ્ય છે ત્યાં સુધી એવી આશા કરવી નકામી છે કે સંસારમાં કોઈ પણ આંદોલન શાંતિથી ચાલશે. હિંસાનું આ પ્રામાણ્ય બંને પક્ષોને માટે માનસિક રીતે અહિતકર છે.

પાયાની વાતોમાં જવા ચાહું છું. હું નારી છું. માનું હૃદય છે. સમસ્ત સંસારમાં હિંસાની આગ છે. આ બધું જોઈ સાંભળીને આખા સંસારની માનવજાતિ અને આધુનિક માનવની મનોદશા મારી સામે ઊભી થઈ જાય છે. પેઢી દરપેઢી જો આ મનોવૃત્તિ ચાલશે તો કોઈ દેશમાં કોઈ વ્યવસ્થા રહી શકશે નહિ.

આ સનાતન અને પુરાતન ભૂમિ છે. એને માટે રવીન્દ્રનાથે કહ્યું છે કે "પ્રથમ સામરવ તવ તપોવને". ગાંધી અને વિનોબાની તપશ્ચર્યા આ જ ભૂમિમાં થઈ છે. અહીંની અનાદિ અને અવિચ્છિન્ન પરંપરાની જ એ કડી છે. એટલા માટે ગત પચીસ વર્ષોમાં ભલે ાગળ પર રહ્યું તોય જનતંત્ર–લોકતંત્ર અહીં જીવીત રહી શક્યું છે. શની રાજનૈતિક અખંડિતતા કોઈ ને કોઈ રીતે બનેલી રહી છે.

હિંસા ક્યાંથી ફૂટે છે એ વિચારવું પડશે. કાર્લ માર્ક્સને હિંસા અભિપ્રેત હતી કે નહિ એ ભાષ્યકારો પર છોડી દઈએ. એમના ગ્રંથમાં

વર્ગભાવના અને વર્ગસંઘર્ષની વાતો તો છે જ. હિંસાની વાત એમણે પ્રકટ રૂપે કહી નથી. પરંતુ હિંસાનું પ્રામાણ્ય સ્પષ્ટરૂપે રશિયાની અકટોબર ક્રાંતિમાં આવ્યું. એ વાતને પચાસ વર્ષ થઈ ચૂક્યાં છે. છતાં હજી સુધી પક્ષનું શોધન ( purging ) ચાલતું આવ્યું છે. કોણ સુધારાવાદી છે, કોણ માર્ગ ભૂલ્યો છે, કોણ પ્રતિક્રિયાવાદી છે, એનો વિચાર કરીને અને વીણી વીણીને એવી વ્યકિતઓને હઠાવવી અથવા મારવી એ કાર્ય હજી સુધી સમાપ્ત થયું નથી. ક્રાંતિને સુદઢ બનાવવાને નામે આ બધું ચાલે છે. અનિચ્છનીય વ્યકિતઓને મારી નાંખતા નથી પણ હઠાવી દે છે તે કાંઈ સુધારો થયો ?

યુગોસ્લાવિયામાં જિલાસને "The New Class" પુસ્તક લખવું પડયું. મૂડીદારોનો વર્ગ હઠાવવા ગયા ત્યાં તો વ્યવસ્થાપકોનો નવો વર્ગ ખડો થઈ ગયો. ગરીબી અને અમીરી હઠાવવા ગયા તો એક ત્રીજો જ વર્ગ ઉપસી આવ્યો.

આ સંદર્ભમાં પ્રેરક તત્ત્વો ઉપર વિચાર કરવો પડશે. હિંસા કેમ થાય છે એ સમજ્યા વિના અહિંસાના ઉપદેશથી કામ નહિ ચાલે. હિંસાનો અને અહિંસાનો બંનેનો આગ્રહ ન હોવો જોઈએ. મધ્યમ માર્ગે ચાલવું પડશે. આ દ્વેષમૂલક પ્રેરક તત્ત્વો અનિવાર્ય છે ? એમને સ્થાન બીજાં તત્ત્વો ન આવી શકે એમ ? જો એમને સ્થાને બીજાં પ્રેરક તત્ત્વો નથી આવી શકતાં તો તો માનવ-જાતિનું ભવિષ્ય કેવું થશે ? આ પ્રશ્નો ગંભીર રીતે વિચારણીય છે. વર્ગવિહીન સમાજ બનાવવા માટે પ્રેરક તત્ત્વોમાં જ હિંસાને માટે ઉત્તેજક સામગ્રી પડેલી છે. એ છે છુપાયેલું પ્રક્ષોભ તત્ત્વ.

ખેડૂતને લઈને ક્રાંતિનો પુરુષાર્થ કોણ કરશે અને કેવી રીતે કરશે ? માઓએ માર્ક્સના વિચારોમાં શું શું ઉમેર્યું ? આખી અર્થનીતિ અને રાજનીતિને માટે કંઈ ઉમેર્યું કે નહિ એ હવે જોઈએ.

ગૌહત્તી ( આસામ ), તા. ૧૬–૩–'૭૩

સમાજવાદની વિચારધારામાં મહર્ષિ માર્ક્સનું પોતાનું અદ્વિતીય સ્થાન છે. જે દલિત, પીડિત અને શોષિતવર્ગ છે, તે સંગઠિત થઈને પોતાના પુરુષાર્થ વડે શોષણવાળી અર્થવ્યવસ્થા, અન્યાયપૂર્ણ અર્થ-વ્યવસ્થાનો અંત લાવે એ એમનો સંદેશ હતો. જ્યાં શોષણની જડો પડી છે, તેમને હઠાવીને એક નવી સમાજરચના અને નવી અર્થરચનાનું નિર્માણ કરે. આવો એક આત્મ-નિર્ભરતાનો અને સ્વાશ્રયનો સંદેશ જે દલિતોના અને પીડિતોના પયગંબર હતા, દ્રષ્ટા હતા તેમણે આપ્યો હતો. એમાં બેત્રણ વાતો આજે વધારે કહેવી છે. ત્યાર પછી એશિયામાં માઓએ કયા કદમ આગળ વધાર્યાં એનો વિચાર કરીશું.

માર્ક્સના વિચારમાં ઉત્પાદકોનો સમાજ બનાવવા માટે— માત્ર ગ્રાહકો માટે નહિ, ઉત્પાદકોનો સમાજ બનાવવા માટે એવી વ્યવસ્થા લાવવી પડશે કે જેમાંથી અન્યાય અને શોષણનાં બીજ હઠી જાય. ઉત્પાદકોનો સમાજ બનાવવા માટે ઉત્પાદનનાં સાધનો ઉત્પાદકોના હાથમાં હોવાં જોઈએ. જે ઉત્પાદક નથી, તેમના હાથમાં ઉત્પાદનનાં સાધનો ન રહેવાં જોઈએ. ઉત્પાદનનાં સાધન અનુત્પાદકના હાથમાં જ્યાં સુધી રહેશે, જ્યાં સુધી એ એનો સંગ્રહ કરીને એના ઉપર સ્વામિત્વ જમાવીને વ્યાપાર કરશે ત્યાં સુધી શોષણનો અંત નહિ આવી શકે. માર્ક્સની વિચારણાનું એક મહત્ત્વપૂર્ણ અંગ આ છે. એના પર વિચાર કરવો જરૂરી છે.

જે શ્રમિક છે, તેમના હાથમાં ઉત્પાદનનાં સાધનો રહેવાં જોઈએ અથવા રાજ્ય સરકારના હાથમાં રહેવાં જોઈએ અથવા રાજ્ય સરકારને

શ્રમિકોના ટ્રસ્ટી માનવા જોઈએ. અને એનો કોઈ સંકેત અથવા ધ્વનિ અથવા તો ઈંગિત માર્ક્સના વિચારમાં દેખાતો નથી. અનુત્પાદકના હાથમાં ઉત્પાદનનાં સાધનો ન રહેવાં જોઈએ. ઉત્પાદક અને ગ્રાહકની વચ્ચે જે વેપારીની મધ્યસ્થ કડી છે તે કાઢી નાંખવી જોઈએ, એ બધી વાતો માર્ક્સે કહી છે. આ વિચાર સમાજમાં આની પહેલાં આટલી વિશદતા અને સ્પષ્ટતાપૂર્વક મુકાયો નહોતો. એશિયાના સંદર્ભમાં માઓત્સે તુંગે માર્ક્સની આગળનો વિચાર પ્રવૃત્ત કર્યો તેનું અધ્યયન કરવું છે. કાલે જે વાત આપણે જોઈ તેની સાથે આજની વાતોને જોડવી છે. ત્યારે કંઈ મહાત્મા ગાંધીનું જે સામાજિક, આર્થિક, રાજનૈતિક ક્રાંતિમાં યોગદાન છે તેને આપણે સમજી શકીશું.

પહેલી વિશેપ વાત જે માઓએ એશિયાના સંદર્ભમાં જોઈ તે એ છે કે એશિયામાં ઔદ્યોગિક ક્રાંતિ યુરોપ જેટલા વ્યાપક પ્રમાણમાં થઈ નથી. જનતાનું શહેરીકરણ —શહેરોમાં ઉદ્યોગધંધાની વ્યવસ્થા એટલી વ્યાપક નથી બની કે માર્ક્સના વિચાર પ્રમાણે મજૂરોની વર્ગભાવના અથવા એમનો વર્ગસંઘર્ષ ક્રાંતિ કરી શકે. ચીન અને અન્ય દેશોમાં આજે પણ ઓછામાં ઓછી સિત્તેર ટકા જનતા ગામડામાં છે. અને ખેતી એમનો મુખ્ય ધંધો છે. એ લોકો ખેતી છોડીને ઉદ્યોગધંધામાં જાય તેને માટે આટલા બધા મોટા મોટા ઉદ્યોગધંધા પેદા કરવા તે સંભવિત નથી. કેન્દ્રિત ઉત્પાદનવાળા ઉદ્યોગધંધાની વ્યાપક વ્યવસ્થા એશિયામાં થઈ શકશે નહિ. અને જો ખેડૂતને ઉખેડીને શહેરોમાં લઈ જઈને મજૂરોનો એક વર્ગ નથી બનાવતા, તેમનામાં વર્ગભાવના નથી ભરતા તો એમને વર્ગવિપ્લવ ભણી લઈ જઈ શકાશે નહિ. તો શું એશિયામાં ક્રાંતિ નહિ થાય ?

યુરોપનો આખો જીવન-સંદર્ભ જુદો હતો. ત્યાંના દેશો પોતાના ઉદ્યોગોનો વિસ્તાર કરવા માટે સામ્રાજ્યોનું નિર્માણ કરી રહ્યા હતા.

અને કેન્દ્રિત ઉત્પાદનની વ્યવસ્થા એમની અનિવાર્ય આવશ્યકતા બની ચૂકી હતી. તેવો સંદર્ભ એશિયામાં નહોતો. એવો સંદર્ભ જો અહીં ઊભો થઈ શકતો નથી તો શું થાય ? એશિયામાં જે અન્યાય, શોષણ અને હિંસા વગેરે પડયાં છે તેમને હઠાવવા માટે ક્રાંતિ નહિ થઈ શકે ? ગામડામાં રહેનારા ખેડૂતોનું પણ શોષણ તો થાય છે. થોડોઘણો જ્યાં કંઈ વેપાર છે તેમાં પણ શોષણ હોય છે. તો પછી શું અહીં ક્રાંતિ નહિ થાય ? આ સવાલ વિચારકો સામે હતો.

એટલા માટે માઓએ કદમ ઉઠાવ્યું, કે ક્રાંતિ ખેડૂતો મારફતે થશે. ખેડૂતમાં ક્રાંતિની પ્રેરણા જગાવવી પડશે. શહેરના મજૂરમાં ક્રોધ અને દ્વેષ જગાવ્યા કરતાં આ કામ વધારે કપરું છે. જેઓએ વિનોબાજીના આંદોલનમાં ભૂદાન અને ગ્રામદાનનું કામ કર્યું હશે તેમનો અનુભવ હશે કે ખેડૂતોમાં ક્રાંતિની પ્રેરણા જગાવવી, અન્યાયના પ્રતિકારની ભાવના જગાડવી અને જે શોષણ થઈ રહ્યું છે તેનું ભાન જગાવવું ભારે વસમું છે. આ આકરા કામને માટે માઓ અને એમના સાથીઓ મચી પડયા.

ભારે કઠણ કામ હતું. ગામડે ગામડે ફેલાઈ જવું, ઘૂમવું, અને ખેડૂતોની પાસે ક્રાંતિની વાત મૂકવી, એને માટે કાર્યકર્તાઓનું જૂથ ઊભું કરવું પડયું. એમાં જે આત્મસંયમનું શિક્ષણ આપવું પડયું તેનો ઈતિહાસ જોવા જેવો છે. કાર્યકર્તાઓને કહેવામાં આવ્યું હતું કે એક સોય પણ એમને જોઈતી હોય તો ગામના માણસો પાસે ન માંગે. અમે ક્રાંતિ કરાવી આપીશું એવું કહીને શોષણનો અંત કરતાં પહેલાં નવા શોષણને કાર્યકર્તાઓ શરૂ ન કરે. આને માટે પૂરી સાવધાની રાખવામાં આવી હતી. કાર્યકર્તા ખેડૂતની સેવા કરવા જાય છે, એને કશુંક આપવા, એના પર ઉપકાર કરવા નહિ એવું શિક્ષણ એને આપવામાં આવ્યું હતું. એ મુક્તિફોજને જે કષ્ટ સહન કરવું પડયું તે ભારે તપશ્ચર્યા હતી.

આ પ્રકારે એક નવું પરિમાણ સમાજવાદની વિચારધારામાં આવ્યું, કે ખેડૂતને ક્રાંતિની કેન્દ્રીય વ્યક્તિ બનાવવામાં આવી. મોટી મોટી સંસ્થા અથવા સંગઠન હોય તો એનામાં નેતૃત્વનું સ્વરૂપ જુદું હોય છે. જેને ગામડામાં જઈને કામ કરવું પડે છે તેના નેતૃત્વનો પ્રકાર જુદો હોય છે. એમાં આત્મસંયમની નૈતિક શક્તિ અને ત્યાગની તાકાત ઘણી વધારે જોઈએ છે. સેવાબુદ્ધિ ન હોય તો કામ કરવું મુશ્કેલ છે. લોકજાગરણ અને પ્રેરક તત્ત્વોમાં ગતિશીલતા લાવવી એ બે કામ ચીનની ક્રાંતિના ઈતિહાસમાં વિલક્ષણ પ્રકારે થયા.

જે માર્ક્સ અને માઓને નહિ સમજે તે ગાંધીને નહિ સમજી શકે. કારણ કે ગાંધી માર્ક્સની પછી આવ્યા, અને માઓના સમકાલીન રહ્યા. ક્રાંતિના તંત્રમાં માઓના નવા પ્રકારો અને પદ્ધતિ સમજવા માટે માર્ક્સને સમજવા જરૂરી છે. જે નિષ્પક્ષ દૃષ્ટિથી જોશે તે જ ભાવિને માટે ઉચિત દર્શન કરી શકશે. કાર્યકર્તાઓની તાલીમનું સ્વરૂપ માઓના સમયમાં બદલાઈ ગયું. એવી ભીષણ ગરીબી, એવો કચડાયેલો સમાજ, અને એમાં ક્રાંતિના બીજેનો વિસ્તાર એક રોમ-હર્ષક ઈતિહાસ છે.

ઉત્પાદનનાં સાધનો ઉત્પાદકને આપી દેવાં જોઈએ એ તો ચીનનું લક્ષ્ય હતું. પરંતુ મજૂરને બદલે ત્યાં ખેડૂત દ્વારા ક્રાંતિ કરાવવામાં આવી. એશિયાના બાકીના દેશોને માટે આ ઉદાહરણ બહુ પ્રેરણાદાયી છે.

આગળ પ્રેરક તત્ત્વોની જે વાત કહી તે ઘણી મહત્ત્વપૂર્ણ છે. તમે વિચારધારા તો આપશો, પરંતુ વિચારધારા ગમે તેટલી સારી હોય તો પણ તેનાં જે પ્રેરક તત્ત્વો છે તે મનોવિજ્ઞાનને અનુકૂળ હોવાં જોઈએ. પ્રેરક તત્ત્વો એવાં હોવાં જોઈએ કે માણસની માનવતાને ક્ષીણ ન કરે અને ઉત્તેજના ના વધારે. આ કોઈ ધાર્મિક અથવા

આધ્યાત્મિક દષ્ટિ નથી પરંતુ એના વિના તો માનવ માનવ નથી રહેતો. જ્યારે એનામાં પ્રક્ષોભ જન્મે છે, ત્યારે એ માનવ નથી હોતો.

જે વ્યક્તિમાં વ્યક્તિરૂપે અને સામુદાયિકરૂપે તમે પ્રક્ષોભને જાગૃત કરો છો તેમાં તો તમે ઈર્ષા, મત્સર અને ક્રોધને જ જાગૃત કરી આપો છો. પ્રેમમાં કોઈ નશો કે ઉત્તેજના નથી પરંતુ દ્વેષ અને ક્રોધમાં એક પ્રકારનો નશો છે, અને શરાબના નશાની જેમ દ્વેષ અને ક્રોધમાં સમતુલા રહેતી નથી. આ રીતે એક પૂરો અસમતોલ સમાજ આપણે ઊભો કરીએ છીએ.

પ્રેરક તત્ત્વોનો જીવનની સમતુલા સાથે ઘણો ગાઢ સંબંધ છે. પ્રેરક તત્ત્વો વ્યક્તિરૂપે અને સામુદાયિકરૂપે લોકોમાં ફેલાવવામાં આવે છે. ફેલાવનારની એટલું જોવાની જવાબદારી છે કે અપમાનિત અને ઉપેક્ષિત મજૂરોમાં સમતુલાની ઊણપ તો નથી ને! હવે સમાજમાં ક્રાંતિ લાવવાને નામે જો એમાં ઈર્ષા અને ક્રોધ વધારવામાં આવે તો શું થાય? કુટુંબમાં, સમાજમાં અને રાજનૈતિક પક્ષોમાં એમ બધે ઠેકાણે ઈર્ષા અને ક્રોધ તો છે જ. સામુદાયિક દ્વેષથી, સામુદાયિક ક્રોધથી, સામુદાયિક હિંસા આવી જ જાય છે. પહેલાં ઉત્તેજના ફેલાવવી અને પછી જનતાને કહેવું કે શાંતિ રાખો, અને શાંતિ કાયમ રાખવા માટે પોલીસ અને લશ્કરને બોલાવો એ કેવી વિટંબણા છે! ભડકાવનાર અને ડરાવનાર તો બાકી રહી જાય છે. અને જે ઉત્તેજિત થઈ ચૂકયા છે, સમતુલા ખોઈ ચૂકયા છે તેમના પર હિંસા ન કરવાની જવાબદારી આવી પડે છે. આ કેટલું અસંભવિત છે.

જે પ્રેરક તત્ત્વો યુરોપમાં માર્ક્સના અનુયાયીઓએ ઉપયોગમાં લીધાં તેમને જ ચીનમાં વાપરવામાં આવ્યાં. મારું નિવેદન તો એ છે કે આ તત્ત્વોથી જે ક્રાંતિ થઈ તેનું નિષ્પક્ષ પરીક્ષણ અને અધ્યયન થવું જોઈએ. જેમ આજે શિક્ષણને માટે વિચારોનું અને સંસ્કૃતિઓનું આદાનપ્રદાન ચાલે છે. એકબીજાની સંસ્થાઓ જોઈએ છીએ. એકબીજાના

વિચારઆંદોલનનો પરિચય પામીએ છીએ, અને એકબીજાના ધર્મોને સમજવાની કોશિષ કરીએ છીએ, તેવી જ રીતે આપણે સમગ્ર ક્રાંતિને માટે પ્રેરક તત્ત્વો છે તેમનું સંશોધન કરવું જોઈએ.

એવાં કયાં પ્રેરક તત્ત્વો છે કે જે ઉત્તેજિત નથી કરતાં, અસમતોલ નથી કરતાં અને ક્રાંતિ લાવવાની ઉત્કટ નિષ્ઠાને જગાવે છે. ક્રાંતિ કરવા માટે આ સંશોધન આપણે પહેલાં કરવું પડશે. ભલે પછી એ સમાજવાદી હોય કે ગાંધીવાદી હોય તેમણે આ કામ કરવું પડશે, કારણ કે હજી અડધી માનવજાતિ શોષણથી મુક્ત નથી. શોષણનો અંત હજી આવ્યો નથી. ઘણું કામ બાકી છે. આફ્રિકાના દેશોમાં, મધ્યપૂર્વમાં અને દક્ષિણપૂર્વ એશિયાના દેશોમાં જનતા હજી પણ શોષણથી પિલાઈ-પિસાઈ રહી છે. હમણાં માઓ આવ્યા છે અને એ ચાલ્યા જશે. ગાંધી પણ આવ્યા અને ગયા, છતાં કામ તો પડયું છે. જે માનવ શોષિત છે તેને માટે ક્રાંતિ તો લાવવી છે. પરંતુ સુસભ્ય અને સુસંસ્કૃત રીતે, માનવતાને બચાવીને, સમતુલા અને સુસંસ્કારિતાને સુરક્ષિત રાખીને ક્રાંતિ લાવવી છે. આ કેવી રીતે કરી શકાય એ પડકાર આપણી સામે છે.

માઓએ ખેડૂતોમાં ક્રાંતિની ભાવના જગાડીને નવું કામ અવશ્ય ઉપાડયું, પરંતુ ત્યાંય પણ પ્રેરક તત્ત્વો તો એ જ દ્વેષ અને એ જ ક્રોધ રહ્યા. એટલા માટે લોહીથી ખરડાયેલી ક્રાંતિ આવી, આવું કોઈ સમુદાયની ક્રૂરતાને કારણે થયું એવી વાત નથી. બે વસ્તુઓ મને દેખાય છે. એક તો એ પ્રેરક તત્ત્વોના સંશોધનનું કામ ચીનમાં રહી ગયું, એવી જ રીતે યુગોસ્લાવિયા, કયુબા અને પૂર્વ યુરોપના સમાજવાદી દેશોમાં રહી ગયું. લોકશાહીવાળા દેશોમાં તો એ રહી જ ગયું છે.

આજે અમેરિકામાં જનતાનું કેટલું શોષણ થઈ રહ્યું છે તેની કલ્પના અહીં બેસીને નથી આવી શકતી. આજે તો ત્યાં ત્રિમૂર્તિનું

શાસન ચાલે છે. મૂડીવાદી સંગઠનોના ગણ્યાગાંઠયા અગ્રણીઓ, સેનાપતિઓ અને રાજનૈતિક સત્તાધારીઓ— આ ત્રણેના હાથમાં અર્થ-નીતિ, રણનીતિ અને રાજનીતિની લગામ છે. અને આ ત્રિમૂર્તિ મળીને એવું અને એટલું શોષણ કરે છે કે એ દેશ વહેલામાં વહેલી તકે અરાજકતાની સ્થિતિમાં જશે. ત્યાંની સ્થિતિ કેટલી દયાજનક છે એની કલ્પના અને એનો પત્તો આપણને અહીં બેઠાં નહિ આવે.

લોકતંત્રવાદી દેશોમાં પણ એ પડકારનો મુકાબલો આપણે કરવો પડશે કે સમાજરચના અને અર્થનીતિનું પરિવર્તન નવા અને સુસંસ્કૃત પ્રેરક તત્ત્વો લાવીને કેવી રીતે કરી શકીશું? આપણે હમણાં જ જોયું. ડોલરનું અવમૂલ્યન થતાં જ યુરોપમાં કેટલાય દિવસો સુધી વ્યાપાર અને નાણાંનો વિનિયોગ બંધ થઈ ગયો. આખી અર્થવ્યવસ્થા આજે છિન્નભિન્ન થઇ રહી છે.

શોષણ તો બધે ઠેકાણે થઈ રહ્યું છે, પછી એ તથાકથિત લોકતંત્રવાદી દેશ હોય કે સત્તાવાદી, એ શોષણનો અંત આપણે કરવો પડશે. જેમનું શોષણ થઇ રહ્યું છે તેમના જ પુરુષાર્થ વડે આ કામ આપણે કરવાનું છે. એમને પ્રેરિત કરવામાં આવે પરંતુ ઉત્તેજિત કરવામાં ન આવે, એમને વિક્ષિપ્ત અને અસમતોલ ન બનાવી દેવાય. એમની ઈર્ષા, લાલસા અને મહત્ત્વાકાંક્ષાને જગાડવામાં ન આવે, આ કેવી રીતે થઇ શકે તેનું સંશોધન આપણે કરવાનું છે.

લાલસા જ્યારે જાગે છે ત્યારે એ કેવળ શોષકોને હઠાવીને જ શાંત નથી થતી. જ્યારે સત્તા હાથમાં આવી જાય છે ત્યારે સફળ ક્રાંતિકારી પ્રતિક્રિયાવાદી અને પ્રતિગામી બની જાય છે. આ વસ્તુસ્થિતિ આપણે અનેક દેશોમાં જોઇએ છીએ. એ દેશોમાંથી આપણે પદાર્થપાઠ શીખવાનો છે. ત્યાં પ્રેરક બળોનું સંશોધન નથી થયું. એક દિશામાં આગળ કદમ વધ્યા પરંતુ જે પ્રેરક તત્વોનું મનોવિજ્ઞાન છે તેનું સંશોધન થયું નહિ. એ બાકીનું કામ કર્યા વગર છૂટકો નથી.

બીજી વાત રાજ્યની, રાષ્ટ્રની, વર્ણની અને વંશની જેટલી દીવાલો છે તે બધીને હઠાવીને મજૂર એક થઈ જાય, માનવમાત્ર જાગૃત થઇ જાય, અને બધા જ એક થઈ જાય, એવો માર્ક્સનો વિચાર હતો. પરંતુ જેમ જેમ ક્રાંતિ સફળ થવા માંડી તેમ તેમ ઝઘડા ઊઠવા માંડ્યા. ક્રાંતિકારી જૂથોએ એવું વિચારવાનું શરૂ કર્યું કે સફળ ક્રાંતિનું રૂપ અમે પહેલાં દેખાડીશું. પહેલા ક્રાંતિને આખા સંસારમાં ફેલાવી દઈએ કે પહેલા પોતાના દેશમાં ફેલાવીએ એ બહુ મોટો સવાલ ચીન અને રશિયાની વચ્ચે રહ્યો. રશિયામાં લેનિન અને ટ્રોટ્સ્કીની વચ્ચે પણ રહ્યો.

રાજ્યનિષ્ઠ કે રાષ્ટ્રનિષ્ઠ દષ્ટિ માર્ક્સમાં, લેનિનમાં કે માઓમાં જોવા મળતી નથી. બધી દીવાલો ઓળંગીને ઉપર ઊઠવાનો લોકોનો પોકાર હતો. એમને માટે આંતરરાષ્ટ્રીયતા લગભગ એક ધર્મ બની ગયો. ક્રાંતિનો જે વિચાર થશે એ આખા જગતને માટે હશે, એવી ભાવના શરૂઆતમાં હતી. પરંતુ જેમ જેમ ક્રાંતિ સફળ થવા માંડી તેમ તેમ એવું લાગવા માંડ્યું કે પહેલાં આપણા દેશમાં કામને સુવ્યવસ્થિત કરી લેવું જોઈએ. પહેલાં એક દેશમાં એનું ચરમ દર્શન અને વિકાસ થઈ જાય ત્યાર પછી બીજા દેશોની વાત વિચારવી જોઈએ. સફળ ક્રાંતિને પહેલા સુવ્યવસ્થિત રૂપ આપવું કે પહેલાં લોકશિક્ષણ કરવું એનો મતભેદ ચીન, રશિયા અને યુગોસ્લાવિયામાં ઊઠયો.

ચીનની વાત બહુ ભાર દઈને કહી શકતી નથી. કારણ કે હું પોતે ત્યાં ગઇ નથી. પ્રકાશિત સાહિત્ય જોઈને અથવા જે લોકો ત્યાં જઈ આવ્યા છે તેમની પાસેથી જાણકારી મેળવી છે. પરંતુ યુગોસ્લાવિયા અને ચેકોસ્લોવાકિયા તો હું ગઈ છું, ત્યાંના વિચારકો અને ક્રાંતિકારીઓને મળી છું. યુગોસ્લાવિયાના ટીટો અને રશિયાના ક્રુશ્ચેવ વચ્ચે આ જ મતભેદ રહ્યો કે પહેલાં પોતાના દેશમાં ક્રાંતિને સુવ્યવસ્થિત અને સુદઢ બનાવીએ, કે આખી માનવજાતિનો વિચાર કરીએ ?

આ પ્રકારે ક્રાંતિનો વિચાર ધીરે ધીરે રાષ્ટ્રનિષ્ઠ થવા લાગ્યો. આગળ ચાલીને જ્યારે ગાંધી અને વિનોબાએ ક્રાંતિનો નવો વિચાર કર્યો ત્યારે એમાં સ્વદેશી હતું, પરંતુ રાષ્ટ્રનિષ્ઠા નહોતી. ગાંધીજીનું કહેવું હતું કે હું ભારતમાં જન્મ્યો છું એટલે હું તો ભારતની સ્વતંત્રતા માટે કોશિષ કરું છું. પરંતુ જો ભારતની સ્વતંત્રતા હિંસા વડે આવતી હોય તો એ મારે નથી જોઈતી, કારણ કે પછી ભારતની પાસે બીજા પરાધીન દેશોને શીખવવા માટે કશું રહેશે નહિ. આ લોકશિક્ષણની વાત આખા સંસારના ગરીબોને માટે હતી, એની પાછળ રાષ્ટ્રનિષ્ઠા નહોતી. ગાંધીજીના વિચારોને રાષ્ટ્ર, ધર્મ કે રાજ્ય બાંધી શકતા નહોતા. પરંતુ આગળ જતાં ગાંધીજીના અનુયાયી રાષ્ટ્રનિષ્ઠ બન્યા.

સત્તાધારી કૉંગ્રેસનો પક્ષ હોય કે સત્તાની બહાર સર્વોદયનો પક્ષ હોય એ બંનેને માટે રાષ્ટ્રનિષ્ઠા બાધક બની. માર્ક્સ, માઓ અને ગાંધી ત્રણેયના અનુયાયીઓ માટે આ જ બાધા રહી. જે દર્શન આખા સંસારને માટે શરૂ થાય છે, એને જ્યારે અમલમાં લાવવા જઈએ છીએ ત્યારે એ આખા સંસારથી જુદું પડીને એક સ્થાને કેદ થઈ જાય છે. ચીન અને રશિયાની વચ્ચે જે તણાવ છે તે કેવળ માંગોલિયાની સીમા ખાતર નથી. પરંતુ તણાવનું કારણ તો એ છે કે સમાજવાદી દેશોનું નેતૃત્વ કોણ કરશે? કોનું કરેલું માર્ક્સનું ભાષ્ય પ્રમાણભૂત મનાશે? માર્ક્સની પ્રતિ અધિક વફાદાર કોણ મનાશે? આ પ્રકારે એકબીજા વચ્ચે સંદેહ અને તણાવો ઊઠતા રહે છે. ક્રાંતિકારી રાષ્ટ્રનિષ્ઠ બની શકે છે? રાષ્ટ્રનિષ્ઠ વ્યક્તિ શું માનવનિષ્ઠ થઈ શકે છે? આ મોટો પ્રશ્ન અનુત્તર રહી ગયો છે.

ધાર્મિક અંધ શ્રદ્ધાની વિરુદ્ધ લોકો જોરશોરથી બોલે છે. પરંતુ રાજનૈતિક અંધ શ્રદ્ધાની વિરુદ્ધ કોઈ બોલતું નથી. કોઈ એને ખુલ્લી પાડતું નથી. કોઈ એવો પ્રશ્ન નથી ઉઠાવતા કે રાષ્ટ્રનિષ્ઠાનું આંતર-

રાષ્ટ્રીયતામાં વાસ્તવિક સ્થાન છે કે નહિ. કોઈ આ દિશામાં અવાજ નથી ઊઠતા, કેમકે પોતપોતાના દેશમાં નાના નાના નેતૃત્વ લેવાની આકાંક્ષા ક્રાંતિકારીઓમાં પણ હોય છે. શોષણનો અંત લાવવા નીકળ્યા છીએ પરંતુ શાંતિથી બેસીને એટલું નથી જોતા કે આપણી પોતાની અંદર શોષણનો અંત થયો છે કે નહિ, સંપત્તિ-સંગ્રહની લાલસાનો અંત થયો છે કે નહિ.

જેઓ દલિતો અને શ્રમિકોની મદદ કરવા નીકળે છે, તેમની પોતાની ચિત્તવૃત્તિ જો સત્તાની આકાંક્ષાના કાદવમાં ફસાયેલી હોય તો એ લોકોને એક શોષક વર્ગના હાથમાંથી છોડાવીને પોતે જ નવા શોષક વર્ગનો પ્રતિનિધિ બની જશે. શોષણ કરવા માટે નવું મહોરું પહેરાઈ જાય છે. આ પ્રકારે શોષિતોની મુક્તિ તો થતી જ નથી. માર્ક્સ, માઓ અને ગાંધી ત્રણેય મુક્તિદાતા હતા. શોષણનો અંત ન તો રશિયામાં થયો ન ચીનમાં થયો કે ન ભારતમાં થયો, અને ઊલટી રાષ્ટ્રનિષ્ઠા ત્રણેય દેશોમાં ઘર કરી બેઠી.

આ ત્રણ મુક્તિદાતાઓ પછી શું ? એટલે હવે કયું કામ કરવું બાકી છે ? ક્રાંતિના વિષયમાં અંતિમ શબ્દ હજી સુધી કહેવાયો નથી. અને કહેવાશે ય નહિ. પ્રેરક તત્ત્વો માટે સંશોધન કરવાનું કામ હજી બાકી છે. મનુષ્યની અવનતિ કર્યા વિના આર્થિક અને સામાજિક પરિવર્તનના પ્રેરક તત્ત્વો ઉપલબ્ધ કરાવવાનું કામ પણ હજી બાકી છે.

હિંસા, અહિંસાની વાતો મૂકી દઈએ, પરંતુ એકબીજાની હત્યા માણસને છોડીને બીજું કોઈ પ્રાણી કરતું નથી. ક્રાંતિનું સાધન શું હત્યા જ છે. એનું સંશોધન અને ક્રાંતિના સુસંસ્કૃત સાધનોની શોધ જેમ પડકાર છે તેવી રીતે જ ક્રાંતિનો પયગંબર રાષ્ટ્રનિષ્ઠ હોઈ શકે જ નહિ. વૈશ્વિક માનવજાતિ કરતાં ઓછી ભાષાનો એ વિચાર જ ન કરી શકે. આજે જે ભાષા ચીનના નેતાઓ રશિયાની વિરુદ્ધ અને રશિયાના નેતાઓ ચેકોસ્લોવાકિયા અને હંગેરી વિરુદ્ધ બોલે છે,

અને સમાજવાદી પક્ષોમાં જે પરસ્પર તણાવ છે તે આ જ રાષ્ટ્રનિષ્ઠાનું કારણ છે.

ગાંધી, વિનોબા અથવા માર્ક્સ-માઓના વિચારોને લઈને જેઓ રાષ્ટ્રનિષ્ઠાને આધારે ચાલશે તેઓ કદી સફળ થઈ શકવાના નથી, કારણ કે એ મુક્તિદાતાઓના વિચારો રાષ્ટ્રનિષ્ઠ નથી. રાષ્ટ્રનિષ્ઠાનો લાલસાની સાથે સંબંધ છે, સંગ્રહની સાથે સંબંધ છે. શોષકોના હાથમાંથી સૂત્રો તો લઇ લીધાં અને એ સૂત્રો પોતાના પક્ષની સાથે કે પોતાના રાજ્યની પાસે રાખી લીધાં તો પક્ષમાં પણ જેમના હાથમાં પોલીસ અને લશ્કર છે, તેઓ સત્તા પર ચઢી બેસશે. એટલા માટે એમને દબાવો કે એમને હઠાવો એ ક્રમ ચાલ્યા કરે છે. જ્યાં ક્રાંતિ સફળ થઈ છે અથવા થવાને માર્ગે છે (મધ્યપૂર્વ) તેમનો ઈતિહાસ જોઇ લઈએ. પાછલાં દસ વર્ષનો ઇતિહાસ જોઇશું તો પણ સત્તાની લાલસા વ્યક્તિમાં અને સમુદાયમાં ખૂબ જ પાંગરી છે. ભારતમાં જ જોઇ લો, સમાજવાદ અને સર્વોદયની વાતો કરનારી વ્યક્તિઓના હાથમાં સત્તા આવ્યા પછી જે દશા થાય છે તે તો આપણે જોઇએ છીએ.

માનવનિષ્ઠાની વાત છોડી દો. હમણાં તો રાષ્ટ્રીય પક્ષ કહેવડાવવા લાયક પણ પક્ષ આપણી પાસે નથી. નાના નાના સમુદાયોની અથવા તો વર્ગની ભાષાના નામે વ્યક્તિનિષ્ઠા અને વફાદારી છે. સત્તાની લાલસા નાનામાં નાનું ક્ષેત્ર લે છે. સેવાની વૃત્તિ વિસ્તાર શોધે છે, જે 'ભૂમા' છે, વિરાટ છે, એ સુખમય છે. આ તો સેવાની વાત છે. સત્તા હમેશાં નાનામાં નાનું ક્ષેત્ર શોધે છે કે જ્યાં વિજય સુલભ બની જાય.

માનવનિષ્ઠા રાષ્ટ્રનિષ્ઠા વડે દૂષિત થઈ ગઇ છે. રાષ્ટ્રનિષ્ઠાનું ગ્રહણ રશિયા અને ચીનને તો લાગી ચૂકયું છે, પરંતુ ભારતને ય લાગી ગયું છે. ગાંધીજીના અનુયાયીમાં આ ગ્રહણ લાગ્યું.

આ ગ્રહણથી બધી જ ક્રાંતિઓ ગ્રસિત થઈ ગઈ. આ ગ્રહણથી છૂટવું હજી બાકી છે. વિષય અત્યંત વ્યાપક છે એટલે કેવળ મુખ્ય મુખ્ય વાતો જ કરું છું.

માઓનું એક વિશેષ પ્રદાન એ છે કે જેમ ખેડૂતને ગામડામાંથી ઉઠાવીને શહેરમાં લઈ આવવા ઉપર એમનું જોર નથી. આમ પણ ક્રાંતિ પછી ઉદ્યોગ-વ્યવસ્થા, અર્થ-વ્યવસ્થાને કેન્દ્રિત કરવા ભણી એમનો વિશેષ ઝુકાવ નહોતો. ઉત્પાદનમાં કેન્દ્રીકરણને એમણે અનિવાર્ય મહત્ત્વ ન આપ્યું. અર્થવ્યવસ્થાને વિકસિત કરવાનું એમનું પોતાનું એક આગવું દર્શન રહ્યું છે. માઓ તો ગામડામાં ઉદ્યોગધંધા લઈ આવ્યા.

'આગળની મહાન છલાંગ' (The great leap forward) શા માટે નિષ્ફળ થઈ એની પૂરી મીમાંસા આજે અહીં થઈ શકે નહિ. ચીનમાં માઓ અને એમના સાથીઓને હાથે જે પુરુષાર્થ થયો છે તેને એ લોકો જોતાં નથી. નિષ્ફળતાની હાંસી ઉડાવીને તેની મશ્કરી કરે છે, પરંતુ ઉત્પાદનનાં નાનાં નાનાં કેન્દ્રો બનાવવાની કોશિષ અને કૃષિકેન્દ્રિત ઉદ્યોગવ્યવસ્થા કરવાની પૂરી કોશિષ ભલે પૂર્ણ સફળ ન થઈ હોય પરંતુ ક્રાંતિના ઇતિહાસમાં એનું પોતાનું સ્થાન અવશ્ય છે.

પશ્ચિમના મૂડીવાદી અને તથાકથિત લોકતંત્રવાદી દેશોમાં એક ગાંડી હોડ ચાલી, કે મનુષ્યને હઠાવીને એનું સ્થાન યંત્રને આપવામાં આવે, ઉત્પાદન વધારવામાં આવે, રાષ્ટ્રની વ્યક્તિગત આવક વધારવામાં આવે, જીવનસ્તરને ઊંચો લઈ જવાય, અને તેને માટે આ ગાંડી દોડમાં સામેલ થવાય. આ અવિવેકનો શિકાર એશિયા પણ થયો. પરંતુ માઓના નેતૃત્વમાં ચીનની એ દૃઢ નીતિ રહી કે અમે બીજા દેશો પાસે ભીખ માંગીને કેન્દ્રિત ઉદ્યોગધંધા નહિ લાવીએ, કારણ કે જ્યાં આર્થિક સત્તા કેન્દ્રિત થઈ જશે ત્યાં રાજ્ય સત્તા વિકેન્દ્રિત રહી શકશે નહિ.

આ પ્રકારે માઓએ એક ઘણું મોટું સત્ય જોયું. આને માટે એમને કોમ્યુન બનાવવા પડયા અને શોધવા પડયા. એશિયા અને આફ્રિકાના દેશોએ આ શીખવા જેવી વાત છે. શ્રમાધારિત સંયોજન છોડીને ધનાધારિત કેન્દ્રિત વ્યવસ્થાનું જે પ્રલોભન છે, અને જેમાં ભારત સરકાર ૧૯૪૭ થી ફસાઇ છે, તેનાથી બીજા દેશોએ હવે બચવું જોઈએ. ભારતમાં ચાર પંચવર્ષીય યોજનાઓ થઇ ગઇ. આખી દુનિયામાંથી ભીખ માંગીને આપણે પૈસા લાવ્યા. તોય મહાલનસીબ રિપોર્ટમાં લખાયું કે ગરીબ અને અમીરની વચ્ચે ખાઈ વધી છે, ઘટી નથી. કુલ રાષ્ટ્રીય આવક વધી છે, પરંતુ વ્યકિતગત આવક વધી નથી. ગરીબી અને અમીરી વચ્ચેનું અંતર મટયું નથી. એમાં આપણે નિષ્ફળ થયા છીએ. ગામડાના લોકોની ઉત્પાદનશકિત આપણે વધારી શકયા નથી, એ આંપણી ઘણી મોટી નિષ્ફળતા છે.

ચીનમાં માઓએ પ્રયોગો કર્યા. મનુષ્યબળને ગતિશીલ બનાવવાના માર્ગો શોધ્યા, અને આત્મનિર્ભર રહીને પોતાનું ઉત્પાદન વધાર્યું. વ્યકિતગત અને રાષ્ટ્રીય આવક વધારી, યુરોપના દેશો તો આશ્ચર્યમાં પડી ગયા કે ચીને આટલી જલદી આ પ્રગતિ કેવી રીતે કરી? અણુશકિત સંપન્ન ચીન કેવી રીતે બન્યું? કોઈ દેશની પાસે એણે ભીખ નથી માંગી તો આ બધું કેવી રીતે બન્યું? મૂડીવાદી દેશોના બધાં કામ અને બધાં સંયોજન ધનાશ્રિત હોય છે. માઓએ ક્રાંતિની ઝુંબેશ વખતે અને ક્રાંતિ પછી એક નવું પરિમાણ જોડયું, અને તે આખું સંયોજન શ્રમાંધારિત કર્યું. પરિશ્રમને પ્રતિષ્ઠિત કર્યો.

વ્યકિતનું સન્માન અને વ્યકિતના અભિક્રમની આપણે ઉપેક્ષા કરી શકતા નથી. ગાંધીજીએ આની ઉપર જે જોર દીધું છે તે હવે આપણે સમજી શકીશું. શરીરશ્રમનું મહત્ત્વ ગાંધીજીએ પ્રતિષ્ઠિત કર્યું. ૧૯૩૧ ની આસપાસ એમણે સૂત્ર આપ્યું હતું કે "ગામડામાં ચાલો.'

'દિલ્હી ચાલો' એમ કહ્યું નહિ. ખેડૂત આ દેશની કરોડરજ્જુ હતો. એનું આત્મસન્માન નહિ થાય તો આ દેશ કદી આગળ નહિ વધે. આ દૃષ્ટિએ ગાંધીજીનો આખો રચનાત્મક કાર્યક્રમ એક નવું વિજ્ઞાન હતું, નવું પરિમાણ હતું, લોકતંત્રને માટે નવું અધિષ્ઠાન હતું, પરંતુ આપણે તો રાજનીતિશાસ્ત્ર માટે લાસ્કીને પ્રમાણ માનીએ છીએ. આપણા દેશની માટીમાં સમાજવાદનું સ્વરૂપ કેવું થશે? અહીં સામ્ય કેવી રીતે આવશે? એને માટે જે ચિંતન થયું છે તેને આપણે કદી ગંભીરતાથી જોયું છે?

એશિયાના સંદર્ભમાં માઓ અને ગાંધીનું ચિંતન આજે આપણે કંઈક જોયું, કંઈક કાલે પણ જોઈશું. અર્થવ્યવસ્થા અને કોઈ હદ સુધી શાસનવ્યવસ્થા ચીનમાં વિકેન્દ્રિત છે. શાસનવ્યવસ્થાના સંપૂર્ણ વિકેન્દ્રીકરણ સુધી પહોંચવું હજી બાકી છે. પરંતુ ઓછામાં ઓછો મનુષ્યબળનો ઉપયોગ કરીને, મનુષ્યના પરિશ્રમની શાન વધારીને, અને શ્રમિકનું આત્મસન્માન પ્રતિષ્ઠિત કરીને, સંપન્નતાની વ્યવસ્થાનું નિર્માણ કરીને, અને એ અધિષ્ઠાન લોકતંત્રના પાયામાં હોવું જોઈએ તેનું દર્શન માઓની પાસે છે. એટલું જ નિવેદન છે. ચીનમાં એ કેટલું કરી શક્યા અને કેટલું ન કરી શક્યા એમાં હું નહિ જાઉં.

ગાંધીજીને આપણે ન સમજ્યા, આપણે માન્યું કે ગાંધી મરી ગયા. પરંતુ માર્ટીન લ્યુથર કીંગ નામનો એક જવાન હજી હમણાં જ થઈ ગયો. એના ઓરડામાં ગાંધીજીનાં ચિત્રો અને પુસ્તકો વિશેષ રૂપે હતાં. તેઓ ગાંધીને પોતાના આધ્યાત્મિક પિતા કહેતા હતા. એણે કહ્યું ઈશુ ખ્રિસ્તને અમે ગાંધીના માધ્યમ દ્વારા સમજ્યા. અને આવું કહેનારા બીજા લોકો પણ મને યુરોપમાં મળ્યા. બાઈબલને સમજાવવા માટે જેટલી મદદ ગાંધીના જીવન અને ગ્રંથોમાંથી મળી એટલી કોઈનાથી મળી નથી એવું કહેનારા પણ કેટલાય છે. ગાંધી અહીં મરી ગયા, પણ ત્યાં કેવી રીતે ઊભા થઈ ગયા?

ચેકોસ્લોવાકિયામાં દસ દિવસ સુધી શાંતિપૂર્ણ પ્રતિરોધના ગાંધીમાર્ગ ઉપર આખો દેશ કેવી રીતે ટકી રહ્યો ?

માઓની વિચારધારા ચીનમાં જ સફળ થશે એવી વાત નથી. ગાંધીએ જે કહ્યું હતું તે ભારતના લોકો સમજશે અને એ વાત ભારતમાં સફળ થશે એવું પણ નથી. એ જે આપી ગયા છે, એ આખી માનવજાતિની સંપત્તિ છે. ક્રાઈસ્ટનો શિખર ઉપદેશ સાંભળીને આજના અર્થશાસ્ત્રીઓ તો એ જ કહેશે કે ઈશુને વળી અર્થશાસ્ત્રનું જ્ઞાન ક્યાં હતું? ગાંધીના વિષયમાં એમના સાથીઓએ એમ જ કહ્યું હતું કે ગાંધીને આધુનિક અર્થશાસ્ત્રનું જ્ઞાન નહોતું. હું કહેવા એ ચાહું છું કે માઓના વિચારને અનુરૂપ ચીન દેશ કેટલો સફળ થયો, અથવા માર્ક્સને રશિયામાં કોણ કેટલું સમજ્યું એ બધા વિચારો અપ્રાસંગિક છે. અનુયાયીઓના દોષ અથવા ગુણ દ્રષ્ટા પર લાદવા જઈશું તો મુશ્કેલીનો પાર નહિ રહે. નિયતિ મહાપુરુષોને એમના અનુયાયીઓના રૂપમાં દંડ દે છે. અનુયાયીઓની ત્રુટિઓ દ્વારા દ્રષ્ટાના દર્શનનાં માપ નીકળતાં નથી.

શ્રમાધારિત ઉદ્યોગવ્યવસ્થા અને વિકેન્દ્રિત અર્થવ્યવસ્થાનું દર્શન એશિયા-આફ્રિકાના દેશો માટે નવું પરિમાણ છે. ક્રોધ, દ્વેષ અને હિંસાના જે પ્રેરક તત્ત્વો એમાં રહ્યાં, એ તો ચીનમાં પણ રહ્યાં. ત્યાં પણ માનવની અવનતિ થઈ. પરંતુ ગાંધીજી સાધન-સાધ્યની શુદ્ધિને પ્રેરક તત્ત્વોમાં રસીને શાંતિ લાવ્યા. સાધન અને પ્રેરક બળનું જ એમણે અધ્યાત્મીકરણ કર્યું એ વાતને આપણે આગળ જોઈશું.

તા. ૧૭-૩-૭૩

૧૯મી અને ૨૦મી સદીમાં માનવના મુક્તિદાતાના રૂપમાં જે મનીષીઓ આવ્યા, જે ક્રાંતિદર્શી દ્રષ્ટાઓ આવ્યા, જેમણે માનવ-માત્રના હિતની અને અભ્યુદયની વાત વિચારી, ક્રાંતિનું તત્ત્વ અને વિજ્ઞાન સમાજની સામે મૂક્યું, તેમાંથી મહર્ષિ માર્ક્સ અને માઓનો વિચાર અત્યંત સંક્ષેપમાં જોવાનો આપણે પ્રયત્ન કર્યો. એમના જીવનદર્શન અને કાર્યપદ્ધતિને બે દિવસમાં જોવાનો પ્રયત્ન ગાગરમાં સાગર ભરવા જેવો છે. કોઈ વ્યાપક અને સમગ્ર અધ્યયન આપની સમક્ષ આટલા સમયમાં મૂકવું અશક્ય છે.

ત્રીજા મુક્તિદાતા ગાંધી આ ધરતીમાં પેદા થયા. ઘણા માણસોએ એમને જોયા હશે. એમની વાણી સાક્ષાત્ સાંભળી હશે. આવા મહાપુરુષોનો જન્મ કોઈ એક જાતિ, ધર્મ, દેશ અથવા વેશમાં હોવા છતાં એમની દૃષ્ટિ મર્યાદિત નથી હોતી. એમનું જીવનદર્શન કદી પણ સંકુચિત અને સીમાબદ્ધ નથી હોતું. આખી માનવજાતિ એમની સામે ઉભેલી હોય છે. જીવનની સમગ્રતા એક નજરમાં જોઈ લેવાની શક્તિ એમની નજરમાં હોય છે. એવા મનીષી ક્રાંતિકારીઓમાં અગ્રણી ગાંધીને લોકોએ ભારતના સ્વાતંત્ર્યસંગ્રામના સેનાની— નેતાના રૂપમાં જોયા. હું એમના નેતૃત્વમાં સ્વાતંત્ર્ય સંગ્રામમાં સામેલ થઈ નથી અને એમના આશ્રમમાં પણ રહી નથી. ગ્રંથો દ્વારા મેં એમને જોયા છે. એટલે સ્વતંત્ર ચિંતન અને અધ્યયનનો અવસર મને મળ્યો છે.

માનવતાની પ્રતિષ્ઠા અને માનવીય મૂલ્યોની પ્રતિષ્ઠા એમનું મૂળભૂત કાર્ય હતું. રાજનૈતિક સ્વાધીનતાના નેતા, યુગનિર્માતા તો એ હતા જ, સાથે સાથે જ એવા તંત્ર અને વિજ્ઞાનના આવિષ્કારમાં પ્રયત્નશીલ હતા, કે જેમાં વ્યકિતરૂપે અને સામુદાયિકરૂપે માણસની અવનતિ ન થાય. સાધન અને સાધ્ય ભિન્ન નથી. સાધ્ય તો સાધનોનું વિકસિતરૂપ છે. સાધન જેમ જેમ શુદ્ધ હોય છે, તેમ તેમ સાધ્ય આપણી સામે ખીલતું જાય છે. સાધનની શુદ્ધિ સાધ્યની શુદ્ધિ માટે અનિવાર્ય છે.

ગાંધીજીનો આ વિચાર જોવામાં ધર્મોપદેશ જેવો લાગે છે, પરંતુ આવી શુદ્ધ વ્યાવહારિક વાત બીજે ઠેકાણે દુર્લભ છે. આપણે જો સારી ફસલ ચાહતા હોઈએ તો બીજ અક્ષત અને અખંડ હોવું જોઈએ. જો ક્રાંતિકારી જ છિન્ન વિછિન્ન હશે તો નવા માનવ સમાજનો નિર્માતા એ કેવી રીતે થશે? કારણ કે એ તો નવા સમાજનું બીજ છે. બીજ એવું હોવું જોઈએ કે જે શુદ્ધ, અખંડિત અને અવિચ્છિન્ન હોય. આ પ્રકારે ક્રાંતિના તંત્ર અને વિજ્ઞાનમાં એક નવું પરિમાણ જોડી દીધું. સાધ્યના ઔચિત્યમાં જ સાધનનું ઔચિત્ય સમાયેલું છે. ગમે તે રીતે કોઈ પણ પ્રેરક તત્ત્વ લો અને સફળતા પ્રાપ્ત કરો. બસ, સાધ્ય બરાબર યોગ્ય હોવું જોઈએ. આ પ્રચલિત વિચારના વિષયમાં ગાંધીજીએ મોટો ગંભીર પ્રશ્ન ઉપસ્થિત કર્યો. ક્રાંતિની સફળતાનું તોલ-માપ આંકડા દ્વારા લગાવી શકાશે? વ્યકિતનું અધ:પતન થયું કે અભ્યુત્થાન? નવનિર્માણને કાજે ક્રાંતિકારીના જીવનમાં કોઈ અધિષ્ઠાન છે કે નહિ? આ મૌલિક પ્રશ્ન એમણે ઉઠાવ્યો.

બ્રિટિશ સત્તાને હઠાવવી એ ગાંધીના કાર્યનું નિષેધાત્મક અંગ છે. પરંતુ વિધાયક અને સજીવ વાત તો એ છે કે બ્રિટિશ સત્તા હઠી જવા પછી દેશનું નવનિર્માણ કેવી રીતે થશે? આને

માટે એમણે મૌલિક ચિંતન કરીને એક નવા તંત્ર અને વિજ્ઞાનનું સર્જન કર્યું હતું.

૧૯૨૦ માં ગાંધીજીએ જે કાર્યક્રમ દેશ સમક્ષ મૂક્યો એ તે વખતે કોઈની સમજણમાં ઊતરતો નહોતો. ખાદીનો, હરિજન સેવાનો અને રેંટિયાનો સ્વતંત્રતાની પ્રાપ્તિ સાથે શો સંબંધ છે એ કોઈની સમજમાં ઊતરતું નહોતું. રાજનૈતિક જીવનનું અધ્યાત્મીકરણ પણ લોકોની સમજ બહાર હતું. લોકો કહેતા હતા કે આ કેવો માણસ છે. એ કોઈ વિચારતું નહોતું કે આજસુધી જે નથી થયું તેને ઘટિત કરવા માટે જ મહામાનવ આવે છે.

ઈર્ષા, દ્વેષ અને ક્રોધ દ્વારા જો શ્રમિક, પીડિત અને દલિતને આજના શોષકના હાથમાંથી મુક્ત કરાવવામાં આવે તો એનો શો ભરોસો કે મુક્તિ અપાવનાર જ નવો શોષક અથવા શાસક નહિ બની જાય? એનું કોઈ આશ્વાસન છે? એનું કોઈ આશ્વાસન નથી એ આપણે રશિયા અને બીજા દેશોમાં જોઈ ચૂક્યા છીએ. એક નવો વ્યવસ્થાપક વર્ગ કેવી રીતે ઊભો થઈ જાય છે એનું વર્ણન યુગોસ્લાવિયાના જિલાસે "નવો વર્ગ" (The New Class) નામક ગ્રંથમાં કર્યું છે. જૂનો શોષક વર્ગ મટીને નવો બનતો ગયો. આ નવો વર્ગ એટલો સૂક્ષ્મ હતો કે શ્રમિકોના ધ્યાનમાં આ વાત તરત તો ન આવી કે શોષણની જ નવી પદ્ધતિ અને નવું તંત્ર ઊભાં થઈ રહ્યાં છે.

ગાંધીજીએ એક ઘણી મોટી નવી વાત કહી. દલિતોના સંગઠનમાં ક્રાંતિ થાય અને ગરીબી તથા અમીરી ભગવાને બનાવેલી નથી ત્યાં સુધીની વાત તો માર્ક્સ કહી ચૂક્યા હતા. ગાંધીજી એમાં એક નવી ગતિશીલતા લાવ્યા. બધા લોકો હસતા હતા કે ગાંધીજી સાધ્ય-સાધન વિચાર કેમ રાખે છે? આત્મશુદ્ધિ અને આત્મશોધનની વાત કેમ કરે છે? શ્રમિક અને શોષિતને મુક્તિ અપાવવી, અને આજનો

ક્રાંતિકારી કાલે પ્રતિગામી ન બને એ બંને વાતો સાધી શકાય એટલા માટે ગાંધીએ આ મૌલિક લોકશિક્ષણનું કામ ઉઠાવ્યું.

એમણે જે નવું પરિમાણ જોડ્યું, તેને વિષે ગંભીરતાપૂર્વક વિચારવા જેવું છે. ભારતીય સંસ્કૃતિનું એ અજોડ અને અપૂર્વ પ્રદાન છે. ભારતીય સંસ્કૃતિમાં ભગવાન અને શૈતાન એવી બે જુદી સત્તાઓ કદી મનાઈ નથી. એવું કદી મનાયું નથી કે કોઈ વ્યક્તિ સોએ સો ટકા દુર્જન છે અથવા તો કોઈ ચોવીસે ચોવીસ કલાક સજ્જન રહે છે. ખ્રિસ્તી ધર્મમાં ભલાઈ અને બૂરાઈ એ સત્તાઓને જુદી માનવામાં આવી. દેવ અને શૈતાન, એટલે કે શૈતાનની સ્વતંત્ર સત્તા મનાઈ.

ભારતીય સંસ્કૃતિની વાત જ્યારે કરીએ છીએ ત્યારે મારી સામે વેદ, ઉપનિષદ, ગીતા અને ષડ્દર્શનની વાત આવે છે, પુરાણોની વાત હું કરતી નથી. જનસાધારણને સમજાવવા માટે પુરોહિતવર્ગ શું શું જોડી કાઢે છે તેને આપણે જુદું રાખવું પડશે. આવું કરીશું તો જ મૌલિક તત્ત્વ સુધી પહોંચી શકાશે, નહિ તો મૌલિક વાત પણ ખોવાઈ જશે.

ભારતીય સંસ્કૃતિમાં એક જ સત્તા મનાઈ છે. દ્વિસત્તાવાદ કદી મનાયો નથી. અણુ-પરમાણુમાં ઓતપ્રોત એક ચૈતન્યની સત્તા મનાઈ છે. એને ઈશ્વર, આત્મા, પરમાત્મા કે વિશ્વચેતના ગમે તે નામ આપો, પરંતુ જેટલું વ્યક્ત જગત છે, તેમાં ઓતપ્રોત એક જ સત્તા છે. મનુષ્યના હૃદયમાં સત્યમ્, શિવમ્ અને સુંદરમ્‌ને માટે આકર્ષણ અને ઊર્ધ્વ આરોહણને માટે આકાંક્ષા છે.

ભારતીય સંસ્કૃતિની આ વિશેષતાને કારણે ગાંધીજીએ આ પ્રશ્ન ઉઠાવ્યો, કે એવું કઈ રીતે કહી શકાય કે શોષકોનો કોઈ વર્ગ છે? અને વર્ગદ્વેષને આધારે એ વર્ગથી આપણે આપણી પોતાની જાતને મુક્ત શા માટે સમજીએ છીએ? શોષણ અથવા અન્યાયની

સમતા આજના શોષક સત્તાધારીમાં જ છે એવું કંઇ થોડું જ છે. શું તમે અને અમે શોષણ નથી કરતાં? શોષણના મૂળ ક્યાં છે? શું એ સમાજના કોઈ વર્ગવિશેષમાં છે? કે મનુષ્ય માત્રના ચિત્તમાં છે? ક્રાંતિકારીના ચિત્તમાં શું હિંસા ને શોષણની જડો નથી પડી?

આ ચિંતાજનક પ્રશ્ન છે. નિર્દોષ ઋજુતા સાથે ગાંધીએ પૂછ્યું કે શોષણની જડ ક્યાં છે? વર્ગો કેવળ સમાજરચનામાંથી જ બને છે કે એ આપણા બધાની અંદર પડયા છે? શું અમે અને તમે શોષક નથી? કોઈને આ સવાલ ગમશે નહિ.

કુટુંબમાં પણ ભાવનાત્મક અને વૈચારિક શોષણ થાય છે. એમાં નોકર, મિત્ર અને સંતાન સૌ આવી ગયાં. શિક્ષક પણ વિદ્યાર્થીઓનું શોષણ કરે છે. તો પછી શોષકવર્ગ છે ક્યાં? શોષક અને શોષિતની સીમારેખા ક્યાં છે? આપણે એવું કહી શકીએ ખરા કે આટલા શોષક છે અને આટલા શોષિત છે. ગરીબના મનમાં શું અમીર થવાની અને ઓછામાં ઓછા પરિશ્રમથી અધિક પામવાની ઈચ્છા નથી? ગાંધીજીએ સ્પષ્ટ કરી દીધું હતું કે જો વર્ગવિહીન સમાજ ચાહતા હોવ તો પહેલાં તમારા જીવનમાં હિંસા અને શોષણની જડ પડી છે તેનું નિરાકરણ કરો.

ગાંધીજીએ અહિંસા, સત્ય, અસ્તેય વગેરે જીવનવ્રતો લીધાં. એઓ ધાર્મિક વ્યકિત હતા. ભાષા જૂની લીધી પણ આશય ક્રાંતિકારી હતો. આ મુશ્કેલી એમની સમગ્ર વાણીમાં મળે છે. ક્યાંક એમણે જૈન પરિભાષા લીધી, ક્યાંક પુરાણી શબ્દાવલિ લીધી. પુરાતન સંગઠિત ધર્મોની ભાષાને કારણે ઘણી ગેરસમજણો ઊભી થઈ. આ પ્રકારે ગાંધીજીએ ઘણું જોર દઈને કહ્યું કે શોષણનાં મૂળિયાં સમાજરચનામાં નહિ પણ પ્રત્યેક મનુષ્યમાં પડ્યાં છે ત્યાંથી એમને ઉખેડવાં પડશે. શોષણની જડોને જ્યાં સુધી આપણે નહિ હઠાવીએ ત્યાં સુધી સમાજ શોષણમુક્ત નહિ બને.

દ્વેષ, ઈર્ષા, અને મત્સરને ભડકાવવામાં ગાંધીજીએ કદી ઉચિત માન્યું નહિ. અને પ્રેરક બળ તો માન્યાં જ નહિ. આ પ્રકારે ઉત્તેજિત કરવાનો માર્ગ જોવામાં ભલે ટૂંકો હોય પરંતુ શ્રમિકની, સમાજની, અને માનવજાતિની તેમાં હાનિ છે. એટલા માટે એમણે કહ્યું કે હિંસાથી આવનારું સ્વરાજ્ય મારે ન જોઈએ. અને હિંસાથી દેશનું નવનિર્માણ પણ મને જોઈતું નથી.

બુનિયાદી તાલિમની વાત જે ગાંધીએ વિચારી હતી, તે એ હતી કે એક તરફથી ખેડૂતનું ઉત્થાન થશે અને એ જાગરણની સાથેસાથ એનો આખો દૃષ્ટિકોણ બદલાઈ જશે.

કૃષિ-ઉદ્યોગ, કૃષિ-કેન્દ્રિત અને કૃષિ-આધારિત ઉદ્યોગવ્યવસ્થા તથા અર્થવ્યવસ્થા એમને પસંદ હતી. વિકેન્દ્રિત અર્થવ્યવસ્થામાં યંત્રનો ઉપયોગ ન માઓને માટે નિષિદ્ધ હતો કે ન ગાંધીને માટે. ગાંધીને લોકો ભૂલથી યંત્રવિજ્ઞાનના વિરોધી સમજતા હતા. એમણે તો એ વખતની પરિસ્થિતિ અનુસાર સાધનો આપ્યાં હતાં. ઔદ્યોગિક ક્રાંતિનો નમૂનો ગાંધી યુરોપથી ઉધાર લેવા નહોતા માંગતા. એશિયામાં ભૂમિ અને માણસ વચ્ચેનું પ્રમાણ યુરોપ અને અમેરિકાના પ્રમાણ કરતાં ભિન્ન છે. એટલા માટે ત્યાંની નકલ અહીં નહિ ચાલી શકે. અહીં મનુષ્યબળને ઠેકાણે યંત્રને લાવવું એ બેકારીને વધારવા જેવું છે. વિકેન્દ્રિત અર્થવ્યવસ્થા જ આપણા દેશને અનુકૂળ છે, વગેરે વિચારો એમણે અનેક પ્રકારે અભિવ્યક્ત કર્યા.

કેન્દ્રીકરણ અથવા વિકેન્દ્રીકરણ એ વિદ્વાનોની ધૂનનો પ્રશ્ન નથી. એશિયા અને આફ્રિકાને માટે ઔદ્યોગિક ક્રાંતિનો એક નવો નમૂનો અપેક્ષિત છે. નાના ઉદ્યોગો, કુટિર-ઉદ્યોગો અને ગ્રામ-ઉદ્યોગોનું એક નવું દર્શન ગાંધીની પાસે હતું. ગયે વર્ષે સ્ટોકહોમમાં જે સંદૂષણ વિરોધી પરિષદ થઈ હતી તેમાં એવું કહેવામાં આવ્યું હતું કે જે ગતિથી વીજળીનો ઉપયોગ થઈ રહ્યો છે, અને જે ગતિથી યંત્રોના

ઉપયોગને કારણે હવાપાણી દૂષિત થઈ રહ્યાં છે, તે જોતાં આ ઘોર ચિંતાનો વિષય છે, કે વીજળી દ્વારા થયેલું ઉત્પાદન વધુ સમય નહિ ચાલી શકે. અને દૂષિત વાયુ તથા જલને કારણે આ પૃથ્વી પ્રાણીઓના જીવનધોરણને માટે અયોગ્ય બની જશે.

ઓસ્ટ્રેલિયામાં "નવો યુગ અને નવી જાતિ" (New Age and New Race) એ નામથી એક સંસ્થા ઘણી લોકપ્રિય છે. એની એ ઝુંબેશ છે કે મોટા શહેરોથી દૂર ભાગો અને ધરતીની પાસે પાછા જાવ. મોટાં શહેરોમાં માનવ ખોવાઈ જાય છે. અમેરિકામાં યુવાનો 'કમ્યૂન' બનાવીને શહેરો અને કારખાનાઓથી દૂર ભાગી રહ્યા છે. સીધી અને સાદી રીતે વાતાવરણને દૂષિત કર્યા વિના જીવવાનો માર્ગ શોધી રહ્યા છે.

એશિયા અને આફ્રિકા ઉપર યુરોપ અને અમેરિકાના આર્થિક લક્ષો લાદવામાં આવે છે. ત્યાંનો જીવન-સ્તર અહીં આદર્શના રૂપમાં મુકાય છે. પરંતુ ત્યાંના જેટલી પ્રાકૃતિક સાધન-સામગ્રી (resources) અહીં ઉપલબ્ધ નથી. એટલે ત્યાંના જેવો જીવન-સ્તર બધા દેશોમાં લાવી ન શકાય. આ કંઈ કોઈ ગાંધીના અપરિગ્રહ-ની વાત નથી. આ પ્રાણીવિજ્ઞાન અને વાતાવરણવિજ્ઞાન અનુસાર અનિવાર્ય પરિસ્થિતિ છે.

પહેલાં મોટા પાયા ઉપર ઉત્પાદનની આસુરી વ્યવસ્થા ઊભી કરવી અને પછી ઉત્પાદિત માલની ખપત માટે બજાર શોધવાં, એને માટે મનોવૈજ્ઞાનિક આધાર શોધીને નવા નવા રંગઢંગની જાહેરાતોની હોડમાં ઊતરવું— એવી પૂરી અવિવેકપૂર્ણ પ્રક્રિયા ત્યાં ચાલતી રહી છે. હવે એ લોકો પોતાની ભૂલ સમજ્યા છે.

૧૯૬૮ માં ફ્રાન્સમાં યુવકો તરફથી જે મહાન આંદોલન ચાલ્યું એનું મુખ્ય સૂત્ર એ જ હતું કે અમે માણસને શોધવા માગીએ

છીએ, આજે માણસ ખોવાઈ ગયો છે. એ યુવકોનું કહેવું હતું કે મૂડીવાદથી લઈને સામ્યવાદ સુધી મનુષ્ય ક્યાંય સ્વાધીન રહ્યો નથી. એનો અભિક્રમ ક્યાંય નથી.

યુરોપ-અમેરિકાના નમૂના એશિયા-આફ્રિકાને માટે સંગત નથી. આ વાત ગાંધીજીએ ૧૯૨૦માં મૂકી. અને આજે ૧૯૭૦માં પશ્ચિમના વૈજ્ઞાનિકોની દૃષ્ટિ પણ એ તરફ જઈ રહી છે. અને એ લોકો હવે સમજ્યા છે, કે આપણા નમૂના એશિયા ને આફ્રિકાની સામે મૂકીને આપણે મોટી ભૂલ કરી છે.

મુકિતદાતા ગાંધીની ત્રીજી ભૂમિકાની વાત જે કરવી છે, તેનો સંબંધ તેની સાથે ઘણો વ્યાપક અને ઊંડો હતો. કેવળ આર્થિક અને રાજનૈતિક સ્વાધીનતાની વાત એમણે કરી નહોતી. મનુષ્યને પોતાને પોતાનાથી સ્વાધીનતા મળે, પોતાના વિચાર અને ચિંતનમાંથી મનુષ્યને મુક્ત કરવાનું સ્થાન તેમની વિચારધારામાં પ્રથમ હતું. આજે પોતાની અંદરની ક્રાંતિનો વિચાર એમણે મૂક્યો; એમાં સત્ય-અહિંસા ફલિત થાય છે. ગાંધીજી કહેતા હતા સત્ય એ જ મારી વ્યૂહરચના છે, સત્ય એ જ મારું સંરક્ષણ છે, અને સત્ય એ જ મારો પરમેશ્વર છે.

આજે જેટલા સરકારી અને બિનસરકારી સંગઠનો ક્રાંતિનો દાવો કરે છે તેમની સત્યનિષ્ઠાની જો પરીક્ષા થાય તો તરત ખબર પડશે કે જે એમની વાણીમાં છે તે એમના વ્યવહારમાં નથી, એટલે સત્યનિષ્ઠા અને સાધનશુદ્ધિનું ત્યાં નામનિશાન નહિ મળે. એક સત્યને જ જો પકડીએ તો ચિત્તશુદ્ધિ અને જીવનશુદ્ધિ આપમેળે થઈ જાય છે.

સાધનશુદ્ધિ ઉપર ગાંધીજીનું કેટલું જોર હતું, એ ચૌરીચૌરાના કાંડથી પ્રકટ છે. આટલું મોટું દેશવ્યાપી આંદોલન એક ઘટનામાત્રથી એમણે પાછું ખેંચી લીધું અને પોતાની ભૂલનો સ્વીકાર કર્યો. જેટલું

કઠોર સત્યાચરણ તેઓ કરતા હતા, તેનો અંશમાત્ર પણ તેમના સાથીઓ કરી શકતા નહોતા. નેતાએ કેટલી શુદ્ધિ રાખવી જરૂરી છે, એ માટે એ સંપૂર્ણ સજાગ હતા. આવું નહિ થાય તો શોષણની નવી પરંપરા શરૂ થઇ જશે એ વાતને એ સારી રીતે જાણતા હતા.

આ પ્રકારે ગાંધીજી નવાં પ્રેરક બળો આપતા રહ્યા. એમની દષ્ટિ ઘણી મનોવૈજ્ઞાનિક હતી. તેઓ શુષ્ક સુધારાવાદી નહોતા. મનુષ્યના ચેતન મનમાં ગમે તેટલા સિદ્ધાંતો ઠાંસવાનું કામ કરવાનું આવે, પરંતુ તેનાથી અધિક ગતિ અચેતન મનમાં પડી છે. ચેતન મનમાં તો આ જ જીવનમાં પ્રાપ્ત કરેલાં સંસ્કાર અને શિક્ષણ રહે છે. પરંતુ અચેતન મનમાં તો આખા સમાજના અનુભવો પડયા હોય છે. આપણો માનસિક વારસો બહુ વિશાળ છે. શોષણ, હિંસા અને ક્રોધ આપણા અચેતન મનમાં પડયાં છે. આક્રમણ અને હિંસાનો વ્યવહાર આપણા મનમાં રાતદિવસ ચાલે છે. વાણી, મન અને આંખો વડે કેટલીયે હિંસા આપણે કરીએ છીએ. ચેતન મનને આપણે ગમે તેટલું શિખવાડીએ પરંતુ ત્રેવીસ કલાકોનો વ્યવહાર એટલાથી શુદ્ધ થતો નથી. અચેતન મનમાં સંગ્રહ અને શોષણ બધું પડયું છે, એને હઠાવવાં જોઇએ. અને કેવી રીતે હઠાવી શકાશે ? મનુષ્યને માર્યા વિના બધી એની ટેવો બદલવી છે. જેને મારી નાંખ્યો તેનું શરીર તો ગયું. પરંતુ જે મારે છે તે બધિર બની જાય છે. સંવેદનશીલતા ખોઈ બેસે છે. આખી પેઢીને ક્રૂર અને નિર્દય બનાવીને આ લોકો શું નવો સમાજ બનાવી શકશે? આ પ્રક્રિયા તેમની માનવતાને ખાઈ જશે તેનું શું ?

અહિંસાનો અર્થ છે સર્જનશીલ પ્રેમ. કાયર પોતાની કાયરતા છુપાવવા માટે એને નકારાત્મક બનાવી દે છે. ગાંધીજી માતૃહૃદયવાળા સંત હતા. એમનામાં પ્રેમ અને સરળતા સદા છલકાતાં હતાં. આ મૂલ્યોના આધાર પર જો મનુષ્ય વ્યવહાર કરવા માંડે તો શાંતિની

સાથોસાથ સંપૂર્ણ આંતરિક કાયાપલટ થઈ જાય. બાહ્ય-પરિવર્તન અને અંતરની માનવતાનું નિર્માણ એ બંનેને એકીસાથે નિપજાવવાની ગાંધીજીની કોશિશ હતી. એમાં એ સફળ થયા કે નહિ એ વાત ગૌણ છે. સફળતા આજે નહિ તો કાલે મળશે. માનવજાતિનો ઘૃણાને ઠેકાણે પ્રેમ લાવ્યા વગર છૂટકો નથી.

મનુષ્યનો સ્વભાવ બદલાતો નથી. દ્વેષ, ક્રોધ અને ઘૃણા એ મનુષ્યનો સ્વભાવ છે એમ કહેનારાઓ એટલું નથી જાણતા કે એનો સ્વભાવ અચલ નથી. મનુષ્યની ટેવોનાં ચોકઠાં નથી બદલાઈ શકાતાં એમ કહેનારા એટલું નથી જાણતા કે મનુષ્યસ્વભાવ હજી પૂરેપૂરી રીતે વિકસિત થયો નથી.

આ પડકારને ગાંધીજીએ જોયો. જે આંદોલન હશે તેમાં જો સત્યનું પાલન હશે તો જ એમાંથી કશું નીપજશે, નહિ તો કરોડોનો ખાદીનો વ્યાપાર હોવા છતાં કશું થશે નહિ. ખાદીમાં જે હૃદય જોઈએ તે હવે રહ્યું નથી. ગાંધીજીના જીવનદર્શન પ્રમાણે ઉદ્યોગ-ધંધામાં સ્વાવલંબનની તૈયારી, વિકેન્દ્રિત અર્થવ્યવસ્થા અને ઉદ્યોગ-વ્યવસ્થા દ્વારા શોષણનાં મૂળિયાંને હઠાવી દેવાં જોઈએ— આ ક્રાંતિનો ગહન વિચાર હતો.

ક્રાંતિને માટે સત્યાગ્રહ અને વ્યકિતને માટે સત્યાચરણ એ રીતે સત્યનિષ્ઠાનું અધિષ્ઠાન તેમણે મૂકયું. એમના સમગ્ર દર્શન માટે દિવસો સુધી બોલી શકાય.

યુરોપમાં ઔદ્યોગિક ક્રાંતિ પછી જે શોષણ સમાજમાં વ્યક્ત થયું તેના સંદર્ભમાં માર્ક્સે કહ્યું કે શોષણ અને ગરીબી માનવકૃત છે તેથી હે શ્રમિકો અને દલિતો, જાગી ઊઠો, એક થઈ જાવ. રાષ્ટ્રની દીવાલો મનીષીની કલ્પનાની નીપજ છે. આ એક આશા અને શ્રદ્ધાનું દર્શન માર્ક્સે આપ્યું. ઉત્પાદનનાં સાધન ઉત્પાદકના હાથમાં હોવાં જોઈએ. વર્ગ અને વર્ગવિદ્રોહનો વિચાર એમણે કર્યો.

માઓએ કહ્યું કે ગામડાંઓમાં જે દલિત અને પીડિત છે તેમનાથી ક્રાંતિ થશે. ખેડૂત ક્રાંતિ નથી કરી શકતા એ ભ્રમ એમણે તોડયો. લોહીથી રંગાયેલી ક્રાંતિ ત્યાં પણ થઈ. પરંતુ નવી રીતના નિર્માણનો પ્રયાસ થયો.

એની આગળની વાત ગાંધીજીએ કહી. ઉત્પાદનનાં સાધનો ઉત્પાદકના હાથમાં લાવવાનું એમનું પોતાનું આગવું ચિંતન હતું. વિનોબાએ એ આંદોલનને ઉઠાવ્યું અને એના ઉપર ભાષ્ય વિસ્તાર કર્યો. ઉત્પાદનનાં સાધનો સરકારના હાથમાં રહે એ આજે સમાજવાદનું સૂત્ર થઈ ગયું છે. ઉત્પાદનનાં સાધનો વ્યકિતની પાસેથી લઈ લઈને સરકારના હાથમાં સોંપવાં એ આગળનું એક કદમ તો હતું. પરંતુ સરકારના સ્વામિત્વથી ઉત્પાદનમાં અને વહેંચણીમાં સમાજવાદ આવે છે એવી વાત નથી. જ્યાં સરકારનું સ્વામિત્વ અને પ્રભુત્વ આવ્યું, ત્યાં અન્યાય અને શોષણનો અંત આવ્યો એવું દેખાતું નથી.

અનુત્પાદક, ઉત્પાદક અને ઉપભોકતા આ ત્રિમૂર્તિમાંથી અનુત્પાદકને સ્થાને સરકાર તરફથી વ્યવસ્થાપક વર્ગ આવે છે એટલે ત્રિમૂર્તિ બનેલી રહે છે જ. આમાં પણ નવું કેન્દ્રીકરણ થઈ જાય છે.

યુગોસ્લાવિયામાં ૨૫ હજાર વ્યકિતઓનું કમ્યુન, ઉદ્યોગધંધાનું ક્ષેત્રિય સ્વામિત્વ અને પ્રશાસનનું વિકેન્દ્રીકરણ વગેરેના નવા નમૂનાનાં ચોકઠાં ઊભાં થયાં એના સંદર્ભમાં ભૂદાન અને ગ્રામદાનના કામને જોવા જેવું છે. જેમ જેમ વિનોબાનું કામ આગળ વધતું ગયું તેમ તેમ તેમની પ્રજ્ઞા નવીન દર્શન કરતી ગઈ. ભૂદાનમાંથી ગ્રામદાન, તેમાંથી પ્રખંડદાન અને પછીથી જિલ્લાદાનનું તંત્ર વિકસિત થતું ગયું.

ધરતીનું પ્રભુત્વ મનુષ્યનું છે જ નહિ. સ્વામિત્વ હશે તો ગામનું હશે. આ વિનોબાનું દર્શન છે. જ્યાં વ્યકિતને હઠાવીને

રાજ્યનું સ્વામિત્વ લાવવામાં આવ્યું ત્યાં વિકેન્દ્રીકરણ સંભવિત બન્યું નહિ. વિનોબાજીએ કહ્યું કે ભૂમિના સ્વામિત્વનું ગ્રામીકરણ થશે.

દુર્ભાગ્યથી ગ્રામનિર્માણના કામનું સ્વરૂપ દીપી ઊઠતાં પહેલાં જ વિનોબાનું સ્વાસ્થ્ય ઠીક રહ્યું નહિ. પરંતુ એક વિચાર અને સંસ્કૃતિની સમૃદ્ધિ ગાંધી-વિનોબાના યુગે જોઈ. ભૂમિહીનતા મટી શકે છે એ વિનોબાએ દેખાડી દીધું.

સરકારી સ્વામિત્વ લાવ્યા વિના લોકતંત્રનું નવું સ્વરૂપ ઊભું કરવું હજી બાકી છે. શું માર્ક્સ, માઓ અને ગાંધી પછી ક્રાંતિ થંભી જશે? જેમ બાઈબલ, કુરાન અને ગીતાની આણ દઈને મનમાન્યું આચરણ થાય છે તેવું જ શું એમની સાથે થશે? આ ત્રણે મહાપુરુષોના વિચારમાંથી આજના સંદર્ભમાં શું શું સંગત છે એનું વિશ્લેષણ કરીને જ ક્રાંતિકારી આગળ વધી શકશે.

માનવના આંતરવિરોધોને હઠાવવા પડશે. માનવની મનોરચનાની સીમા, મર્યાદા સમજીને નવો માનવસમાજ બની શકે છે. આત્મશોધન અને લોકશિક્ષણની આવશ્યકતા છે, અને એમાંથી જ માનવ વ્યકિતરૂપે, સામુદાયિકરૂપે ઊઠી શકશે.

ભારતમાં આ વિષય ઉપર શબ્દમય સંવાદ કરવાનો આ પહેલો અવસર કેટલીક બહેનોએ ઉપલબ્ધ કરાવી આપ્યો તેનો આનંદ થાય છે. વિષય ઘણો ગહન અને વિસ્તૃત છે એટલે એની માત્ર રૂપરેખા આપીને જ સંતોષ માનવો પડે છે.

તા. ૧૮–૩–’૭૩

卐

**ધ્યાન** કિં. રૂા. ૧-૨૫

"ધ્યાન એ ચેતનાનું પરિમાણ છે, જેમાં ઉત્સર્ગ એ જીવનનો માર્ગ બની રહે છે.........જેમાં બધા જ માણસો ઉત્થાન પામી શકે છે."

**મનની ક્ષિતિજ** કિં. રૂા. ૧-૭૫

યુરોપના માનસશાસ્ત્રીઓ સમક્ષ મનની ઓળખ આપતાં અને તેની મર્યાદાઓ સ્પષ્ટ કરતાં આપેલાં પ્રવચનો અને ચર્ચાઓ............

**જીવનગંગોત્રી** કિં. રૂા. ૩-૦૦

જીવનયાત્રાના પથ પર પ્રકાશ પાથરતાં કૅલિફોર્નિયામાં આપેલાં પ્રવચનો.

**દ્વૈતની રેલી** કિં. રૂા. ૩-૫૦

મન-બુદ્ધિ-ચિત્ત-અહંકારની રમણાઓનાં આલેખતાં અને આધ્યાત્મજીવનનાં અનેક પાસાંઓનું નિરૂપણ કરતાં કાશી હિંદુ વિશ્વવિદ્યાલયમાં આપેલાં પ્રવચનો.

**લોકશાહી, તેના સિદ્ધાંતો અને પદ્ધતિઓ**

શ્રી હરકાન્ત શુક્લ કિં. રૂા. ૧૬-૫૦

વિશ્વના લોકશાહી દેશોનાં બંધારણ અને લોકશાહીના વિકાસની પ્રક્રિયા.

**લોકશાહી** મનુભાઈ પંચોલી 'દર્શક' કિં. રૂા. ૩-૫૦

લોકશાહીનું ખરેખર હાર્દ શું છે, એના વ્યવહારમાં કેવા પ્રકારની ગૂંચો આવે છે અને લોકશાહીની પ્રક્રિયા શાથી શિથિલ કે નિષ્ફળ જતી હોય છે :
આ બધા ચિંતન અને વ્યવહારના સવાલોની લોકભાગ્ય શૈલીમાં રજૂઆત.

બાલગોવિંદ પ્રકાશન ગાંધીમાર્ગ, અમદાવાદ

આવરણ • દીપક પ્રિન્ટરી • અમદાવાદ-૧